શ્રી

# औदिच्योन्नतिदर्पण.



ઔદિચ્યોનાહિત સારૂ રચનાર.

માસ્તર

વેણીશંકર ગૌરિશંકર ઓઝા.



મુકામ

મુંબઇ ભુલેશ્વર ફુલગલી.

સંવત ૧૯૫૨



મુંબઈ

સુ-નંદુ પ્રિંટિંગ પ્રેસ કાન્હેવ ગાયવાડી.



દ પુસ્તક. કીપાયે ચોપડી કીમતે મળશે.

કિંમત ૩ આના.

॥ શ્રી ॥

## પ્રસ્તાવના.

## ઔદિચ્યોદય.

સુરત શહેરમાં આસરે સો વર્ષપર જ્યારે શેહેર પૂર્ણ વ્યાપાર ધંધાથી કુશળ હતું, ત્યારે ઔદિચ્ય જ્ઞાતિના ઘર સાતસો થા માણસો બાવીસો હતાં. પણહાલ ક્રમેકરી માત્ર સવા-ૢસો ઘર અને સાતસો માણસો છે. એટલો બધો ઘટાડો ાનું કારણ, તે જાણવાની જરૂર. તેમાં વૃધ્ધિની ગોઠવણ ાતની ચાલુ સ્થિતિ, તેથી પડતાં દુઃખો ન્યાતનો ટુંક ઈતિ ાસ, સંપ, મહત્તા, ન્યાય, વગેરેથી સર્વેજાણકાર થાય, એવા વિચારથી આ લઘુ પુસ્તકનો આરંભ કીધોછે. આમાં ત્રણભાગ પાડેલાછે તેમાં પહેલા ભાગમાં ન્યાતનો ટુંક ઈતિહાસ બીજા ભાગમાંતેચાલુ રિવાજ અને તેથી નીપજતાં દુઃખો, ત્રીજાભાગમાં બંધ કરવાની જરૂર સંપ અને તેનીમહત્તા વગેરેનો સમાસ થાયછે.

5203

# ભાગ પહેલો.

## ટુંક ઇતિહાસ.



સુરતી ઔદિચ્યને નામે ઓળખાતાં બ્રાહ્મણોના હાલ ૩૫૦ નાંમાં અગર ઘરછે. તેઓમાં ત્રણ પક્ષ શેહેર પરું અને મધ્યસ્થ નામેછે. તેમાં બે પંક્તિછે. ૧ શ્રેષ્ટ અગર ખુનિઆદિને નામે ઓળખાતી, તથા ૨ મધ્ય કનિષ્ટ અગર ગેરખુનિઆદિને નામે ઓળખાતીછે. બંન્ને પંક્તિમાં ૧૨૫ રાંડિરાંડ બાળ વિધવાના વગર વસ્તીના ઘરછે. ૧૨૫ ઘર પહેલી પંક્તિમાં, તથા ૧૦૦ ઘર બીજી પંક્તિમાં વસ્તીવાળા છે.

પહેલી પંક્તિમાં કાશ્યપ ગોત્રના રૂદ્ર શુકલના ૧૫ ઘર, વશિષ્ટ ગોત્રના ૭ ઘર શુકલજી મહારાજનાં, તથા રૂડાં બાયલાં અને મધુ શુકલને નામે ઓળખાતાં કાશ્યપ ગોત્રના ઘર ૧૮ છે. ગૌતમ ગોત્રનાં કોરા શુકલના ૩ ઘર અનેભારદ્વાજ ગોત્રનાં ૩ ઘર છે એકંદર શુકલના ઘર ૪૫છે. ઉપાધ્યાની અટકવાળા સાન્ડેલી ગોત્રના ધંતુરીઆના ધંધુકાથી આવેલા ૧૬ ઘર છે. રાંધણપુરથી આવેલા સ્માર્તના ભારદ્વાજ ગોત્રના ઘર ૧૮ છે. વલશાડી વ્યાસના ઘર ૫ છે. ત્રિવેદીના અટકના ભારદ્વાજ ગોત્રના ઘર ૩ પાઠકના ઘર ૨ બીજા વ્યાસ તથા પુરોહિતના ઘર ૧૦ છે. બ્રહ્માના કાશ્યપ ગોત્રનાં ઘર ૨ ભટના ઘર ૧૬ તથા પંડયા પારાશર ગોત્રના ઘર ૪ છે; એમ એકંદર ૧૨૫ ઘર આસરેછે.

૨ પંક્તિમાં ઉપાધ્યા શાન્ડેલી ગોત્રનાં તથા શણીઆ કુંભારી આના ઉપાધ્યા શાન્ડેલી તથા ગૌતમ ગોત્રના ૧૫

ઘર છે. ગુપ્તેસરીઆ અંબારામ વ્યાસના તથા ખડકીના પટેલને નામે ઓળખાતા બાલાખી ગોત્રના વ્યાસના ઘર ૮ છે. અધ્યારૂ ગૌતમ ગોત્રના ૩ ઘર, અધ્યારૂ પારાશર ગોત્રના ૩ ઘર, અધ્યારૂ શાન્ડેલી ગોત્રના ૨ ઘર છે. ભટ સરસ્વતી કુટુંબના સાન્ડેલી ગોત્રના ૬ ઘર, દમણીઆભટના ૩ ઘર, બીજા ભટના ઘર ૧૮ પારાશર કાશ્યપ વૃક્ષશ વગેરે ગોત્રના છે બ્રહ્મા ૨ ઘર કાશ્યપ ગોત્રના, ભારદ્વાજ ગોત્રના ૧ ત્રાવાડીના ઘર પંડયના ૩ ઘર પારાશર ગોત્રના, તથા ૪ કૃશાત્રી ગોત્રના પંડયના, તથા ૨ ઓઝાના ૨ દ્વિવેદીના, પારાશર ગોત્રના ૮ ઘર જોષીના, બાલાખી ગોત્રના ૬ ઘર દિક્ષિતના, ગવતમ ગોત્રના ૩ ઘર ભટના ભારદ્વાજ ગોત્રના ૨ ઘર વ્યાસના પારાશર ગોત્રના ૨ વ્યાસના તથા ઉપાધ્યા નથા પંડયા વગેરેના ઘર ૫ છે. એકંદર ઘર ૧૦૦ ને આસરે થાયછે.

સ્થિતિ. શ્રેષ્ટ પંક્તિમાં પંડ્યા જજમાનવૃતિ વાળા જમીનદાર તથા મધ્યમ સ્થિતિના છે. પ્રોહિત શ્રેષ્ઠ સ્થિતિમાં જમીનદાર છે. સ્માર્તોની સ્થિતિ કંગાલિયત છે, તેઓમાં ત્રણેક ઘર શ્રીમંત છે, બધાને આર્ય ધરમથી બહિસ્કૃત જૈનવાદી શ્રાવકોની વૃતિછે. વલશાડીઓ નોકરીકરનાર મધ્યમ સ્થિતિનાછે. પાઠેક સારીહાલતમાં છે. ઉપાધ્યા વ્યાસ ભટ સ્માર્ત વગેરે ને કાથસ્થની વૃતિછે, તેઓમાં ઘણા થોડા ભાગની સ્થિતિ શ્રેષ્ટ તથા મધ્યમછે; બાકી ઘણાની નબલીછે. શુકલમાં પણ થોડાની સ્થિતિ મધ્યમ તથા શ્રેષ્ટ છે બાકી ઘણા મહા મહેનતે ગુજરાન ચલાવેછે. એ પંક્તિમાં આસરે ૨૦૦ પુરૂષછે, તેમાં માત્ર દશેકજણ કર્મકાંડમાં કુશળછે, તથા દશેકજણ મધ્યમ જ્યોતિષ જાણનારાછે; તથા ત્રણચાર પુરૂષ સારૂ અંગ્રેજી જાણનાર તથા સારી નોકરી પરછે; બાકી બધા હલકી નોકરી તથા પરચુટન ભીક્ષાવૃત્તિ વગેરે અધમ ઉદ્યમ કરનારાછે. એ-

ઓમાં કોઈ વ્યાકરણ ન્યાય વગેરે શાસ્ત્રવેત્તા તથા ગ્રેજ્યુએટ અગર ડાકટર વકીલ છેજનહીં. એકોમમાં પ્રોહિત જગન્નાથ ઈચ્છારામ તથા ઉપાધ્યા દલપતરામ નરભેરામ મરાઠ શિવાય તથા મહારાજ મહાશંકર ચંદ્રશંકર શુકલ અને શુકલ ગંગાદત શિવાય વિષેશ પ્રખ્યાત પણનથી. એલોકો બુનિઆદિ એટલે બુંદની ઈયાદિ આ દુનિઆમાં સારી થાય, એપ્રમાણે કંઈ બર્તતાનથી. કેટલાક દુરવ્યસન માટે દંડાયલા તથા દુરવ્યસનમાં પડેલા, ચોરી મારામારીમાં દંડાયલા, કંન્યા વિક્રય સાઠા ત્રિખલાં વગેરે કરવાની અફવામાં આવેલા, ન્યાતના વાસણ પૈસા વગેરે ખાઈ જવાની અપ''ામાં આવેલા; શાસ્ત્ર વિરૂધ્ધાચરણ વર્તવાની અફવાઓ વાળાવગેરે છે.

જેવાકે એક દુરવ્યસનથી રસ્તામાં પડયો જેથી ન્યાતે લાડું જમીમાડીવાલ્યું. એક અખાડામાંથી ઢોલક બાંધી ગાતો ગાતોના ગોનાગો ઘેર આવ્યો જેતું ન્યાતે ભોજનથી માંડીવાલ્યું. એક શંખ ઓધ્ધાર કરાવી સ્ત્રીના લુગડાં પહેરી હાથમાં ઢાચકૂં લઈ ન્યાતમાં જમવા આવ્યો તેનું પણ ગમે તેમ માંડી વાલ્યું એક તો પીઠા પાસેજ અતિષય મદ્ય લેવાથી મરણ પામ્યો એક કુવાની જત્રા થી અતિષય તાડી પીને શહેરમાં આવી રસતામાં મરણ પામ્યો. એક પાટલા ગોદડા ખાટલા વગેરે પીઠામાં આપી મદ્ય અરોગતા માલમ પડયો હતો. એક મદીરા અને રંડીબાજી માટે ઘરમાં ચોરી કરી રાંડને ત્યાં ચાર દિવશ રહયો લાડું જમી ન્યાતે પતાઈવું. એક વ્યાસજી તો રંડીબાજી અને દૂરવ્યસન માટે નીકળીજ ગયા તેમની સોધ સારૂં તેમની ધણીઆણી ગઇ તે બીચારી શોધમાં મરણ પામી. એક તો વ્યસનમાંજ મસ્તાન રહયો ને ગૃહસ્થાશ્રમંજ માંડયો નહી.

એક તો ચોરી કરવાથી બેચાર વખત જેલ જત્રા કરી આઈવો. વળી બીજાને પણ કુટુંબનું પુરશાર્થ આવડયું તેથી તેપણ જેલ જાત્રા વારંવાર કરેછે. એક ઘેડીની છોકરી ન્યાતમાં પરણાવવા તૈયાર થઈને કાવતરૂં પકડાયાથી ન્યાતે દંડી. એક પર ઘેડી સાથે સંભોગ તથા બીજી વ્યવસ્થા કરવાનું તોહમત આવ્યું જેથી હજારો રૂપીઆ ખર્ચ્યાને ધીરે ધીરે ઘણાં પક્ષી થવાથી પંદરેક વરષે ન્યાતનુ સમાધાન થયું એક વખત કેટલાક નવ ચોશામાં કંઈ યજ્ઞ કરાવવા ગયલાં અને ત્યાં તાડીના ઘડીઆં હાથે છોડી પીપીને ખેતરમાંજ પડયા જેની લોથો તે ગામના સુજ્ઞ બ્રાહ્મણોને મહામહેનતે છુપાવવી પડી. બે ઉપર એક ના પુત્રનું ખુન કરવા સંબંધી તોહોમત આવ્યું; તેમાં તો સરકારથી મુક્ત થયા નેમારા મારીમાં દંડ થયો. એક ને મારા મારીમાં દંડ થયો. એક તો વ્યસનકરી ન્યાતમાં જમવા-ગયોલો ત્યાં બીજા બ્રાહ્મણોએ નરમ સાકને ઢોચકે ઢોચકે માઈરો એક પર પોતાના કટંબીને ઝેર આપી મારી નાંખવાની વાત ઉડી. કોઈએ સ્ત્રીને મારી નાખી નદીમાં ગાંસડી બાંધી મુકી દીધી એવીજ વાત ઉડી. કોઈએ દાધીનાજ ચોઈરા. કોઈ પોતાના છોકરાનેજ ગીરવી મારી આવી કોઈ ધણી સાથે નરહેતાં દરજીને ઘેરજ રહેતી. એકની છોકરી નીકળીજ ગઈ કેટલીક રાંડીરાંડોએ ગરબાજ ગાયા. એક વ્યસનથી બેભાન સ્થીતીમાં સ્ત્રીને, ખાટલે સુવાનું ભુલીજઇ છોકરી પાસેજ સુઈગયો અને સંભોગ કીધો. કેટલાંક નાંગા બારગામના બઇરાસામાં સ્ત્રીના સોંગમાં કુદટા.

કોઈ ન્યાતના પઈસા વાસણ ખાઈગયા. કોઈ ફીરંગી થઈ ગયો. કોઈ મુસલમાન થઈ ગયો. કેટલાકે છોકરીના પઈસા ખાધા. કેટલાકે સ્વગોત્ર તથા સપીંડમાં વિવાહ કીધા. કેટલાકે સાટા ત્રીખલાં વગેરે કીધા. એવી ઘણીજ અપ્રવાઓ તથા દંત

કથાઓ ચાલેછે. જેઓ જાણકાર હોયછે તે માંહો માહે વાત કરેછે પણ કોથે લખાંણ કે કંઈ બીજી સાબીતી મળી આવતી નથી. કારણ ન્યાતના ઇનિસાફનો લેખીત પુરાવો રહેતો નથી. આવા સેંકડો દાંખલાછે.

એ શ્રેષ્ટ પંક્તિમાં જેટલો અધર્મ સમાયલો જણાયછે, તેટલો મધ્યમ કનિષ્ટ પંક્તિમાં માલમ પડતો નથી. એલોકો શ્રેષ્ટ પંક્તિમાંજ સાઠા ત્રિખલા કરેછે, જે ઘણે વર્ષે માલમ પડેછે. એ વિષય આગળ કહીશ. મધ્યમ તથા કનિષ્ટ પંક્તિમાં કંન્યા વિક્રયથી કંન્યા ઉતરેછે, તે અનુંમાનેજ ધારી શકાયછે. એ કંન્યા વિક્રય કોઈપણ રીતે સાબીત કરવાના સાધનો મળતાં નથી. કારણ તેતો ઘરને ખુણે માત્ર એજણ કાર્ય કરેછે.

બીજી મધ્યમ અગર કનિષ્ટ પંક્તીમાં લગભગ અડધા કરતાં પણ વધારે ઘર વૃતિવાળા જમીનદાર વગેરેછે. ઘણાની મધ્યમ સ્થિતિછે, માત્ર જવાલેજ કનિષ્ટ સ્થિતિ મળેછે. આશરે દશેક ઘર શ્રેષ્ટ સ્થિતિના અને શ્રીમંતછે. એમાંપણ વિદ્યાતો ઉપલા ભાગ જેવીજ છે. એમાં વ્યાસ વિશ્વનાથ વ્યાકરણ શાસ્ત્રિ તથા તેમના પુત્ર ધીરેજરામ, તથા ત્રંબકરામ શ્રેષ્ટ નોકરીપર સારા પગારદાર છે, બીજાપણ દશેકજણ મધ્યમ નોકરીપર છે.

એ લોકો ઘણી વખત શ્રેષ્ટ પંક્તિમાં સ્વધર્મે કંન્યા આપેછે, ઘણીવખત કંન્યા વીક્રય તથા ત્રિખલા ચોખલા વગેરે કરેછે; એ લોકો જો પહેલાં ભાગમા શ્રેષ્ટ પંક્તિમાં કંન્યા નદેવા સારૂ બંદોબસ્ત કરેતો એ લોકો સુખી થાય, એવિષય હું આગળ દરષાવિશ.

શ્રેષ્ટ પંક્તિમાં જે સાટા ત્રિખલાં તથા કંન્યા વિક્રયનો શક ઉત્પન્ન થાયછે તે અનુમાને અત્રે દરષાવુંછું. એને માટે હું જાહેર નામ આપતો નથી માત્ર અટક પરજ કહુંછું. એ સાબીત કરવાને કંઈજ સાધનનથી.

૧ અમુક શુકલે અમુક વ્યાસને દ્રવ્ય લઈ કંન્યા આપી વ્યાસનો ઓધ્ધાર કીધો.

૨ અમુક પાધ્યાએ અમુક વ્યાસને દ્રવ્યલઈ કંન્યા આપી વ્યાસને ચડાવ્યા.

એપ્રમાણે જે જે શકો ઉત્પન્ન થાયછે તે નિચે મુજબ.

૧ રૂદ્ર શુકલે જે કંન્યા પ્રોત તથા ભટને દીધી તે માટે કંન્યા વિક્રયનો.

૨ માહારાજે વ્યાસને આપી તે માટે કંન્યા વિક્રયનો.

૩ મહારાજે વ્યાસને આપી તથા લીધી તેમાં સાટાનો.

૪ મહારાજે શુકલ પાધ્યાને આપી લીધી તેમાં સાટાનો.

૫ ચાતગોર શુકલે વ્યાસ ને આપી તેમાં કંન્યા વિક્રયનો.

૬ વ્યાસે પ્રોતને આપી તેમા કંન્યા વિક્રયનો. અગર ત્રિખલાનો.

જેમકે પ્રોત સ્માત અને વ્યાસ મળીને.

૭ બાયલા શુકલ અને વ્યાસ વચ્ચે સાટાનો.

૮ બાયલા શુકલે ઉપાધ્યા ભટને આપી તેમાં કંન્યા વિક્રયનો.

૯ ઉપાધ્યા અને વ્યાસ વચ્ચે સાટાનો.

૧૦ વ્યાસે ત્રવાડીને આપી તેમાં કન્યા વિક્રયનો.

૧૧ સ્માતે વ્યાસને આપી તેમાં કંન્યા વિક્રયનો.

૧૨ ઉપાધ્યાએ ભટને આપી તેમાં કંન્યા વિક્રયનો.

૧૩ ઉપાધ્યાએ ભટને આપી તેમાં કંન્યા વિક્રયનો.

૧૪ મધુશુકલ અને ઉપાધ્યા વચ્ચે સાટાનો.

૧૫ શુકલે સ્માતને આપી તેમાં કંન્યા વિક્રયનો.

૧૬ શુકલ પાધ્યા શુકલ અને સ્માત વચ્ચે ત્રિખલાનો.

એપ્રમાણે ઘણા સપીંડ. સગોત્ર. કંન્યા વિક્રય સાટા ત્રિખલા વગેરેના દાખલા મળી આવેછે. વિસ્તારના ભયથી અત્રે વિશેષ લીધા નથી.

બીજા ભાગમાંતો પણુ ખુલ્લી રીતે સાટા ત્રિખલા અગર કંન્યા વિક્રય અગર સ્વધર્મે. પણુ આપવામાં આવેછે એટલે હવે વિસ્તારના ભયથી અત્રે તેમના દાખલા માંડવાની જરૂર નથી.

ભાગરજો. દુષ્ટ ચાલુ રિવાજોઅને તેથી પડતાં દુખો.

ઘણુા લોકો પોતીકી છોકરીના વિવાહ તોડી બીજાને આપેછે, આ રિવાજ બંધ થવો જોઈએ. એ રિવાજ શાસ્ત્ર વિરૂદ્ધ અને શોચનિયછે.

नदत्वा कस्य चित्कन्याम् पुनर्दद्याद्विचक्षणः ॥ दत्वा पुनः प्रयच्छन्हि प्राप्नोति पुरुषानृतम् मनुस्मृति अध्याय ९ श्लोक ११ ॥ એક વખત કંન્યાનો વિવાહ કીધો, અને તે તોડી બીજા પુરૂષને તે કંન્યા આપે તો આપનારને એક હજાર પુરુષ મારવાનો દોષ લાગે. વળી તે કંન્યા બીજાએ લેવી પણ નહીં. કારણકે अन्य दत्तातु या कन्या पुनरन्यात्रदीयते ॥ तस्या श्चैत्र न भोक्तव्यं पुनर्भूः सा- प्रकीर्तिता ॥ એકને આપેલી કંન્યા પાછી લઈને બીજાને આપી હોય તો, તેના હાથનું જમવું નહી; કારણકે તે પુનરભુ કહેવાયછે. आसु पुत्रास्तु ये जाता स्ते वर्ज्या हव्य कव्ययौ ॥ तथैव पतयस्तासो वर्जनिया प्रयत्नतः ॥ वर्णाश्रम वहिस्थास्ते संकीर्ण जन्मसंभवाः ॥ वेद निंदा रतश्चैव ते वर्ज्या श्राद्ध कर्मसु ॥ પુનરભુના પુત્રને અને પતિને શ્રાધમાં જમાડવા નહીં. કારણકે તેને વર્ણશંકર સમજવા.

ઘર આગળ જમણવાર થાયછે તે બંધ થવી જોઇએ. અને વાડીમાં થવી જોઇએ. રસતા સાફ વળાતા નથી, છોકરા અગે અને ખાળ કુવાના પાણી નિકસેલા હોય, તેમાં બેશી સ્વધર્મ પ્રમાણે પવિત્રતાનો ત્યાગ કરી જમવા બેશવું એશું થે હું ધિઃકારવા યોગ્ય છે. કેટલીક વખત કુતરા બીલાડા તથા ઘેડા વગેરેનો સ્પરશ થાયછે પાણી છંટાતા નથી, જમતાં જમતાં પેટમાં ધુળ જાયછે; વખતે શુક્રાદિકના અણુસમજુ છોકરાં પાણી રેડેછે; હાથ મહોડું નધીયું હોય ત્યાર પહેલા ઘેડા ઘેડા પડવાથી તેમનો સ્પરશ થાયછે. વખતે બરાબેર દીવા મુકવામાં આવતા નથી. જેથી કીડી

મંકોડા માંખો વગેરે પણ માલમ પડતાં નથી. વખતે મહોલ્લા માંથી. કોઇ અવર્ણના છોકરાં અણસમજણને લીધે પંક્તિમાં દોડી વળેછે જેથી. સ્પર્શાસ્પર્શ ભક્ષાભક્ષ વગેરે દોષ પ્રાપ્ત થાયછે.

છપયછંદ તજો કુચાલ ઔદિચ્ય, કિચ્ય લપટાશે કાયા; ધોતાં નહિ ધોવાય, થાયછે અળાગી માયા; રહે રળી નહિ રેખ, પેખતાં પળમાં પળશે; કહે કરો સુકીત, ન્યાતનું દેવું વળશે; નિત્યેજ જમી તું ક્યાં જઈશ, ચાલે નહિ ખર્ચ્યાવિના; કહે મુળશંકર પ્રિછો સરવ દાનત ભ્રષ્ટ ખોટિ બીના. ॥ ૧ ॥ નહી સગામાં સંપ, જંપ તેને ક્યાં વળશે; જ્ઞાતિ ગુનેગાર, હાર્ય પામીને બળશે; થશે પછી મોદિક, ઠીક શીખામણ દીધી; વડા વિવેકી ભ્રાત, ન્યાતની આશીષ લીધી; બલાતકાર ભય ચિત્ત ધરી, જમાડવા તતપર થયા; કહે મુળશંકર લાલચમાં, ભૂખ ભાગવા સૌ ગયા. ॥ ૨ ॥ ભલે જમે સૌ ભ્રાત, કીચમાં દડીઓ ડુબે; પત્રાળું ખેંચાય, હાથમાં લાડુ ખુબે ઝડી પડી બહુ છેક, ન્યાતમાં જમતી વેળા; વેળા ચાલ્યા ભ્રાત, ખાળના કચરા રેલ્યા; પળલ્યા પટકુળ અગના, જમતાં દુઃખ વેઠ્યું ઘણું; કહે મુળશંકર બગડયું ઘણું જમાડનારા જન તણું ॥ ૩ તણાય નાનો બાળ, વાળ, નારોના પળળે; જુવતીને જંજાળ, ઓઢતી અંચળ અવળે, ખાતા પામે કષ્ટ, નહી વાડીતે મારે, દાવાદળ સમ દુઃખ, ભુખ્ખ ભાગણની વાટે પોહોર એક જમતાં થયો, તાઢે ધ્રુજે બાળકો કહે મૂળ શંકર વિપરિતજે, કચરો ભુંડો ખાળનો. ॥ ૪ ॥

ભલે જમાડો ભ્રાત, ન્યાત કરજો વાડીમાં; કિચડ પોળો માંહ, નિકર કરજો ઝાડીમાં; નાવે સંકટ લેશ, બેશ સારૂં બેઠાનું; એક રાખજો દ્વાર, ન્યાત માંહી પેંઠાનું ધર્મ ભ્રષ્ટ થાશે જો નહી, સદગ્રૃહસ્ત એવું ધારતાં; કહે મુળશંકર કુચાલ સૌ, શોધો શીકહુ વારતા. ॥ ૫ ॥ ક. મુ. બ. જોશી.

જ્યારે ન્યાતમાં મૃત્યુ થાયછે ત્યારે જે રડવા કુટવા વગેરે નો ચાલછે તે પણ સાસ્ત્રથી વિરૂદ્ધ છે. ગરુડ પુરાણમાં કહેછે જે મરનારનાંસગાં સ્નેહના બંધનથી રડીને લાળ નીટ થુંક વગેરે કાઢેછે, તે મરનારને પ્રાપ્ત થાયછે.

સવૈયા કામનિઓનો ચાલ કુત્યાનો, ભામનીઓ ભટકે દિનરાત; બહુ સ્ત્રિયો ભેગી થઇ કુટે, દશમાનો ભારે ઉધમાન; અભણપણે એવા કૃત શિખે, ભુડી વાતે બળીઉ ભાન; નિય નજર ટાળી ઓદિચ્યો, સજો સુધારા થઈ બળવાન ॥ ૧ ॥

દ્વિજ માંહિ આ મોટા ઝગડો, ધર્મ શાસ્ત્રથી ઉલટુ એહ; વૈદ્ય કહે એથી ક્ષય નિપજે, રોગ થવાનું કારણ જેહ; ભડો ક્ષુધાએ સહુ ભુલાવ્યું, નિંદ્રાએ વશ કીધાં વાન નિય નજર ટાળી ઔદિચ્યો, સજો સુધારા થઇ બળવાન ॥ ૨ ॥

છપ્પો. રોતી અબળા તુચ્છ, બુધ્ધ ઓછી તે માટે; કરે ઘણુ કલ્પાંત, ઉદાશી આખી વાટે; વદે વિવિધ વિલાપ આપની છાતી ભાંગે; ભટકે આખીરાત, વાળ લેવાને જાગે; ખોળે દશમૂ કુટવા તણું, અબળા ચાલ અધિક છે; કહે મુળશંકર ભૂંડી મતિ, ગણે મર્યાદા બીકને. ॥ ૧ ॥

ગરબી. મોક્ષમળે એવુ સાધન સંપડાવીએ, રોવાને કુટવાનો ખોટો ચાલજો; રૂદન કરેથી મરનારૂં દુઃખ પામતુ સ્નેહી કુટુંબી તે નવસે સંભાળજો. વાહાલાની વાસે ન ઝાઝું રોઈએ. ॥ ક. મુ. લ. વ્યા.

લલિત. રૂદન થાયછે ખુબ જ્ઞાતીમાં, કલહ બહુ કરે દ્વિજ જાતિમાં; કહ્યું ન માનતી જાય તે ભણી જરૂર છે હવે ભ્રાત તે તણી ॥ ૧ ॥

અભણ નારીઓ ના વિચારતી, ક્ષઇ થવા પછી કષ્ટ

પામતી; શિખ નહીં લહે દુષ્ટ પાપણી, જરૂરછે હવે ભ્રાત તે તણી. ॥ ૨ ॥ ક. મુ.લ્લ. વ્યાસ.

મરનારના સ્નેહી સગાંઓને દિલાસો મળવો જોઈએ; તેની જગોપર બધા ભેગા મળીને સૌસૌનાં દુઃખો સંભાળી રડે કુટેછે જેથી પઈડાપર પાટું અને દુઃખણાપર ડાહામ જેવું થઈ પડેછે. વાસ્તે એ રિવાજ બંધથાય તો સારૂં જેથી અનિતિ મટે, અને મરનારને દુઃખ થતું અટકે.

વિધવાઓ બે પ્રકારથી વિષેસ બને છે. એકતો બાળ લગ્નથી અને વૃદ્ધને મિથ્યા કુળાભિમાન થી આપેછે તેથી. વીધવા ઓને ભરણુ પોષણુનો કંઇ આધાર રહેતો નથી. તેમના પોષણ માટે ચોકસ પલ્લાનો આધાર થવો જોઈએ જેથી તેમનૂં ભરણ પોષણ થઇ શકે. તેમના ઉપર દયા રાખવી જોઇએ. અને તેમને લાગતા વળગતાએ સારી મદત કરવી જોઈએ.

છપ્પો. રાંડી નાની બાળ, નહીં તેનું કો સંગી, દળ વાદળ સમ દુઃખ, ભૂખ ભાંગે નહી ભંગી. નહીં પીયર પરિવાર, નહી સાસરીઆ પાળે; ગણુ નહીં લવલેશ, બિચારી આંસુ ઢાળે. વિધવા સ્ત્રિછે અળખામણી, બાળ લગ્ન પર તાપથી; કહે મુળશંકર શું દોષ દઉ, ગયું એવા તણુ આપથી. ૧ પરણી નાની બાળ, તરત બીચારી રાંડી; દવમાં નાખ્યો દેહ, રતી બહું ભુંડી માંડી. રિપુ માતતે તાત, દુઃખ દાવાનળ દીધુ સાસરીયાં સુપાત્ર, આપનું લહેણું લીધું સંભાળ કોઈ લેતું નથી બાળોતિયાંનિ છે બળી; કહે મુળશંકર આણો દયા, ભુંડી રતી તેની ભળી. ॥ ૨ ॥ હરીગીત.

ગતિ ભંગછે વરનું વદન, બીહામણું બુઢા તણું; લાળ ચુએ નાશા કરે, ખુંખું કરે વળતો ઘણું. કટિબંધ થઈ ગૃહિ જોષ્ટિકા વળી વાળ બહુ પળીઆતણા; પોતે પરણવા સંચરે, વરમાંજ નમળે કંઇ મણા. ॥ ૧ ॥ કોમળ વદન શોભે સદન, જાણે કનક

વેલી શશી; કરમે ભલ્યો કદ્દુપ નર, રતિ ભાગ્યની આવી ઘશી; અળગાં કિધાં એવાતણા, ન્યારી ગતી છે દૈવની; પામ્યો મરણ બુઢો તરત, સણગાર ટાળો સજ્જની. ॥ ૨ ॥ ખાવાપિવા પરવારીઉ, જઇ સાથરો નદી પાથરો; પઈણાં દળો કાંતો ભિખો, જારી જરૂર કંઈ આચરો. કુળવંતની શોભા સરસ, પળ એકમાં પ્રલે થશે; મુંઝામણે પછી માનુની, અકળાઈને નિસરી જશે. ॥ ૩ ॥ લલિત. ॥ બહુ પિડાય છે, બાળ લગ્નથી, નપ્ટ ન્યાત જે બોધ દ્રોમથી; વિકળ થાયછે પુત્રિ દુ:ખણી, જરુર છે હવે ભ્રાત તે તણી. ॥ ૧ ॥ રખડતી મુકે કંથ કામની, ફરીનસંઘરે એહ ભામની; દુર વિચારમાં દુબતો ઘણી, જરૂર છે હવે ભ્રાત તે તણી. ॥ ૨ ॥ ગતિ ગમાવિને, બોલતાં નથી, ભયવડે થશે સુખી સર્વથી; વગર કારણે છે વર્યો ધણી, જરૂર છે હવે ભ્રાત તે તણી. ॥ ૪ ॥ અચળ આપનું જ્ઞાન ક્યાં ગયું, તિમિર જોરથી સૌવૃથા થયું; દુરદશા થશે ભ્રાત આપણી, જરૂરછે હવે ભ્રાત તે તણી ॥ ૫ ॥ ક. મુ. લ. વ્યાસ. ॥ રોળાવૃત્ત ॥ ઘડે સુતોના ઘાટ વૃધ્ધ વર નાની કંન્યા, દે રંડાપો માત અતિશય ચાલે અંન્યા; ઉદર ચોળીને સુળ કરે કુળ કેરી કાણે, જુવેન જુગતિ જોડ રૂપ ગુણ ઉભય પ્રમાણે. ॥ ૧ ॥ એથી ન થાય બનાવ લડેછે ધણિ ધણિ આણી, શ્વાન સુખ ભોગવે વહે ચંક્ષુથી પાણી; અબળાઓ અભણેલ મગજમાં વ્હેમી વાયુ સમજે, ધરમ ન શુધ્ધ વાદળું અજ્ઞ છવાયું. ॥ ૨ ॥ કરી કજીઆ કંકાસ જરા જંપે નહિ જાતે, મુષ માંકારી યોગ દંપતિ વઢેજ વાતે; એક પત્નિ વૃત વડિલ પાળતા પૂર્વે જેવું, દંપતિ ધરમનું જ્ઞાન હતું નરનારને કેવું. ॥૩॥ પરણ્યા એટલે પત્યું રાંડને કરે રઝળતી, ભરે પીયરમાં પેટ વેઠ કરી બાઈઓ બળતી; કષ્ટકરે વ્યભિચાર કંઈક બીખીને ખાયે; નારિના નયનથી નીર કદિએ નસુકાયે.॥૪॥ દેનારા પસ્તાય લાજ લેનારા નાણે,પ્રમદાઓ પિડાય ઘણી રહે શુરા ધિગાણે; દારા કપણા દળે પિયુ મૂછો મરડે, અન્ય ન્યાતના જનો નિરખિને કર

નિજ કરડે. ॥ ૫ ॥ ચોટે ચોરે ચડે ભવાડા ભુંડા ભાઈ, વળી વ-ખાણુ ગવાય વિમુધ જનની તે માંહી; માટે કરો વિચાર સંપિ સો એહ સંબંધી, નાહના પરણવા તણી કરો ખેલાશક બંધી. ॥ ૬ ॥ ક. મા. ન. ॥

વૈદરભી વનમાં વલવલે એરાહ બાળપણુમાં બાળનાં નવ કરવાં લગન; જો કરીએ જાણી જોઈને, વડું ઉપજે વિઘન બાળપણુમાં બાળના ॥ ૧ ॥

જેમ આંએમોર જેટલી, ધારે કેરીઓ કોઈ; વિશ્વાસથી વકરો કરે, રહે અંતે તે રોઈ. બાળપણુમાં બાળના. ॥ ૨ ॥

જો કદિ જોડું તે ઉછરે, નાવે મળતો સ્વભાવ; આખા ઉમરમ એહને, દીસે દુઃખનો દેખાવ. બાળપણુમાં બાળના. ॥ ૩ ॥

અણુબણુતી તણો એહને, જ્યારે ઉપજે અંકોર; એ માન-નીનાં મૂખની, ગાળો ખાયછે ગોર. બાલપણુમાં બાળેના. ॥ ૪ ॥

સમઝણુ કાચી શિશુપણે, નહિ મનસ્થિર ઠાર; કહો તેને કેમ. કરાવીએ, આખી વયનો કરાર. બાલપણામાં બાળના. ॥ ૫ ॥

અગ્નિરૂપે ઈશ્વર ગણી, જે ઠરાવ્યો જમાન; શુ સમઝે શિશુ બાપડાં, જેને જરીએ ન ગ્યાન. બાલપણુમાં બાળાના. ॥ ૬ ॥

માબાપની મુરખાઈનો, એ તો છે. આડો આંક; વાંકું થયે પછી વેવલાં, કાઢે કર્મનો વાંક. બાલપણુમાં બાળના. ॥ ૭ ॥

લહાવો લેવાની લાલચે, કંઈક લાજને કાજ; આંખો મીચીને ઉંડે કૂવે, પડેકરી પતરાજ. બાલપણુમાં બાળના. ॥ ૮ ॥

પાછળ શું પસ્તાઈએ, એવો કરીને અનર્થ, પાણી પીને ઘર પુછીએ, એથી શું શરે અર્થ. બાલપણામાં બાળના. ॥ ૯ ॥

સંકટ દેખી સુતાતણું, કરે બાપ વિલાપ; માતા મુખે મહાદુઃખના શબ્દ ઉચ્ચારે આપ. બાલપણુમાં બાળના. ॥ ૧૦ ॥

દલપત કાવ્ય. ॥

જે પુરૂષ પચાશ વર્ષનો હોય તેને સમઝુએ કદિ કન્યા દેવી નહીં. તેમ તે પુરૂષે પરણવું પણ નહીં. તેમજ બાળ લગ્ન

પણ બંધ થવા જોઈએ એથી ઘણાજ નુકસાન છે. એટમાંતો બાળ લગ્નજ થાયછે અને તેથી ઘણા કજોડા બને છે. અને ઘણી વખત તેમનું દુ:ખપણ જોઈ શકાતું નથી. વૃધ્ધને દેવાનો અને બાલલગ્નનો જેટલો રિવાજ એટમાછે, તેટલો બીજે નથી.

જેવાકે હાલએક ભટજી બાવાએ એક વૃદ્ધ શુકલ ને આપી જે બીચારી તાબડ-તોકજ રાંડી એક શુકલે શ્માતને આપી જે થોડા વર્ષ પછી રાંડી જેની વાત એક દીવશ કોઈએ નાટકના પ્રારસ તુલ્ય કહી બતાવી હતી-. એવોજ પ્રારસ હાલ મુંબાઈ ગુજરાતી નાટક મંડલી એ પોતાના મુલરાજ સોલંકીના ખેલમાં ભજવવા માંડયોછે. જે એ મુજબ છે.

બુઢો.—અરે વાહરે તારાં નખરાં નેવા હરે. તારાં લટકાં, કટકા કરે કેવા કાળજાનાં.

વેલી.—અરે મર મુવાં બુઢીઆં તું કાં લજાનાં? છાજીઆં લઉં તારા મંજાનાં.

બુઢો.—આમુખડાંને.

વેલી-—શું હું બાળું ?

બુઢો.—નાના જો કેવું રૂપાળું ?

વેલી.—ભૂત સમુ ભડકામણું ભાળું અહીં ને તહીં છે સદાય કાળું.

બુઢો.—કેમ ?

વેલી.—ભવ બાળીનો નીચ બગાડયો છતે ઘણી રંડાપો આલ્યો એમ.

બુઢો.—અરે નારે નારે નાનકડી સુધર્યો સંસાર.

વેલી.—જાઈશ મુવાડોકરા નું નકે મોતકાર. વળીશાસ્ત્રમાં પણ વૃધ્ધાને કન્યા આપવા બંધી છે. કહ્યું છે કે. परोपकाराय मवेदवस्यं वृद्धस्य भार्याकरदीपिकेव ॥ વૃધ્ધની સ્ત્રી અવસ્ય પરોપકારને અર્થેજ હોયછે. मनो न रमते स्त्रिणां जराजीर्णेंद्रियेपतौ ॥ જુવાન

સ્ત્રીઓનું મન જરાએ કરી જીર્ણ થયેલી ઇંદ્રિઓ વાલા પતિને વિષે રમતું નથી. तरुण्याः स्थविरो विषम् ॥ તરૂણીને વૃધ્ધ વિષ સમાન લાગેછે. પણ લોકો સમજતા નથી નેબાલકીઓ વૃધ્ધને આપેછે ને તેથી યતિ અનીતી અને દુઃખ સહન કરેછે.

આગળ એક સ્માતે કોઈને આપેલી જે રાંડતાં વારને કોઈને લઇને નીકળી ગઈ. બીજા એક શુકલે એક સ્માતને આપી તેપણ થોડે દિવશે રાંડી પણ રાડતા વારને થોડે દિવશે તે બાઈ મરણ પામી. વગેરે ઘણા દાખલાઓ મળે છે પણ લોકો સમજતાં નથી એક વાત એવી પણ સંભાળીએ છેકે એક ઘરડાં શુકલને કંન્યા દાન દેતાં તેની માને ઘણુંજ રડવ્યું આવ્યું. આંચાર્યે કહ્યું જે બાઈ કંન્યાના જમણા કાનમાં કહો જે ઈશ્વર પારવતીનો સૌ-ભાગ્ય ભોગવતાં, તમો શુખી રહેજો. ત્યારે બાઈએ બે આખે રડતાં કહ્યું જે માહારાજ હવે એ સૌભાગ્ય શું ભોગવશે. એ છોકરીના દાદાજી આ સીતેર વર્ષના સ્મશાનમા સુતેલા વરને આપી રંડાપો આપેછે તે કંઈ તમારાથી જણાતું નથી જે મારી પાસે કહેવડાવો છો ? ત્રણ ચાર માસમાં તે બાંઈ રંડાઈ. વાહ: વાહ: આતે કંન્યાદાન કે રંડાપાદાન કહેવાય વારૂં, હાલ એક વ્યાસજી એ એક પાધ્યાને કંન્યા આપીછે તે કુલી નતામાં છોકરી કેવી સુખીછે એ સારી રીતે જણાયછે.

ન્યાતિને વિષે ઘણાં કજોડાછે. પણ વિસ્તારના ભયથી અત્રે લીધા નથી. લગ્ન પ્રસંગમા વર ઉમરે ૧૮ થી ૪૦ લગણનો અને કંન્યા ૧૧ થી ૧૩ વર્ષ લગણની હોવી જોઇએ. ઘણા વૃ-ધ્ધોને દીધાથી તાબડતોક વિધવા બનેલાં તથા બાળ લગ્નથી વી-ધવા બનેલાં તથા અણબનાવથી કજોડા થઈ ઘણાં દુઃખ વેઠેલાં દાખલાઓ મળો આવેછે. વાસ્તે આ રીવાજ બંધ થાયતો સારૂં શ્રેષ્ટોની તો એમાં મોટાઈ સમાઈલીછે, પણ એથી શું ફાયદાછે; તે કોઇ બતાવશો ?

**કજોડા વિષે. ઉપેંદ્રવજ્રા છંદ.**

બહુ કજોડા જગમાં બનેછે, પિડા અતિ દંપતિ તે સહેછે
વિનાશ કાળે વિપરીત એ છે, કુચાલ તે તો તજવો ઘટેછે.॥૧॥
કુરોગ કાયા નિત્ય ભોગવે છે, અવિદ્ય વિપ્રો અતિશે રહેછે;
વિકાર રૂપી વ્યભિચાર તે છે, કુચાલ તે તો તજવો ઘટે છે.॥૨॥
કહે સુ શાસ્ત્રો ન કરો તથાંપિ,તજે નહિ તે નર છેક પાપી;
વિશેષ વાપે વ્યભિચાર તેને, કુચાલ તે તો તજવો ઘટેછે.॥ ૩ ॥
રડે રમાજે થકિ કામ વાધે, નડે વ્યભિચાર વિષેશ લાધે
પતીવૃતા ભંગ થવાનું તે છે, કુચાલ તે તો તજવો ઘટેછે. ॥ ૪ ॥
અયોગ્ય સ્વામી નહિ અર્થ સારે, શિખે પછી જાર તથાપિ ત્યારે;
વિચાર આણી તજ ચાલ તેવે, કુચાલ તે તો તજવો ઘટે છે.॥૫॥
ક્લેશ કારી અબલા રહેછે, પ્રજા નઠારી વલતી બને છે; સજોડ;
વિના હૃદયો બળે છે, કુચાલ તે તો તજવો ઘટે છે. ॥ ૬ ॥
સ્વયંવરે ના કદી ખોડ આવે, પતીવૃતા થાય સતી સોહાવે.
ટળે કજોડાં વરવાનું જે તે કુચાલ તે તો તજવો ઘટે છે. ॥ ૭ ॥
રચેલ આ છંદ નવીન આજે, સુબોધ વાણી કહું સુખ કાજે;
વિચારીને વિર તજો તમે તે, કુચાલ તે તો તજવો ઘટે છે. ॥૮॥
ઉધેઈ લાગે મુલમાંથી જયારે, પતન થાયે તરૂ તર્ત ત્યારે;
શિક્ષા લહો શંકર જે વદે છે, કુચાલ તે તો તજવો ઘટે છે. ॥૯॥
ક. મુ. સ. વ્યાસ.

વિવાહ પ્રસંગમાં ગૌરવ તથા વદાગિરી વગેરેમાં ફટાણાં ગાવાનો રિવાજ ઘણો ખરાબ છે, તે બંધ થવો જોઈએ. એથી ઘણી વખત કજીઆ તથા વ્યભિચાર ન્યાતિમાં પિરસવાની અડચણ તથા મસકરીઓ થાય છે. એ પ્રસંગમાં તો પુરૂષે સ્ત્રી સાથે તથા સ્ત્રીએ પુરુષ સાથે કેમ વર્તવું; સાસુ સસરા સગા વગેરે સાથે કેમ વર્તવું; આ સંસારમાં સુખી કેમ થવાય, કેવા નિતિ અને ધર્મ પાલવા, જેથી. ધર્મ અર્થ કામ અને મોક્ષ સંપાદન થાય. ગ્રહસ્થાશ્રમીનાં ધર્મ આચરણ. કર્તવ્ય અને તેથી થતા લાભ

વીષે જેમ શિક્ષણ મળે, તેવા ગીતો ગાવા જોઇએ. ફટાણાં સાંભળવાને ઘણાં વૃદ્ધ પુરૂષો પણ આતુર રેહેછે, કોઈ ગાવાને ના કહેતો બધા કુચવાય છે; આ શું થોડું શોચ કરવા યોગ્ય છે. એવા મંગલ કાર્યમા પુન્ય પુર્વક ઇશ્વર ભજન વગેરે થવા જોઇએ. જમતાં કોઈ પ્રકારનું અયોગ્ય ભાષણ કરવું નહીં, અને સદા મન સ્થીર રાખી, ઇશ્વર ચીંતન કરતાં પ્રસાદ લેવા કહેલ છે. અયોગ્ય ભાષણથી અન્નદેવ કોપે છે, અને તેમના કોપવાથી તે અયોગ્ય ભાષણ કરનાર તથા તે દંપતિનું જોડું બને સુખી થતાં નથી. લોકોમાં સ્ત્રિઓ પોતીકી નઠારી છાપ પાડેછે, અને અધ ર્માચરણથી પોતીકા સુખને અલગું કરેછે. વાસ્તે ફટાણા ન ગાવા જોઇએ. ઉપન્નતિ છંદ વાંમા કુવાકયો અગણીત ભાખે, વીવા પ્રસંગે બહુ એમ દાખે; ગાવા સુગીતો ન રૂચે તથાપી, બોલે ફુટાણાં મરજાદ લોપી ॥ ૧ ॥ ગાળો તણો જયાં વરસાદ ઝાંઝો, બ્રહ્માણી દેવી વદતાં ન લાજો; ભાંડે ફૂગાળો જયમ ભાંડ બોલે, નાવે બિજાકો રૂપિપન્તિ તોલે; ॥ ૨ ॥ વેશ્યા સમાને વદતાં ન લાજે, ગાએ ફુટાણાં સુભ લ્હાવ કાજે; હોળી પ્રસંગે જયમ શબ્દ બોલે, તેવાં કુવાકયો રતિ કામ તોલે; ॥ ૩ ॥ ભ્રાતા પિતા તે સુણતાં ન લાજે, ગાવાદિએ સ્નેહ ધરી સુકાજે; મીઠાશ એમાં લહિને શું રાચો, વિપ્રો વિશેષે કરી કોક વાંચો. ॥ ૪ ॥ સવૈયા છંદ. વાહાલપણું વેવઇથી ટાળી, વિરોધ કરવા તત્પર થાય; વણ અપરાધે નડવાની તો બીક બિચારાના ઉરમાંય. લેવા ખાવા શુરા પુરા, વિચાર વણ કરતા તોફાન; નીચ નજર ટાળી ઔઆદીચ્યો, સજો સુધારા થઇ બલવાન ॥ ૧ ॥ ગોરવમાં ગાળો દિધાનો ગોરીંનો જે ગંદો ચાલ; તેથી થાય ઘણી અપકીર્તિ અબલા બોલે મુખથી આલ. ન્યાતિની બહુ થાય ફજેતી, પ્રાપ્ત થાય ઘણું અપમાન, નીચ નજર ટાલો ઔદિચ્યો, સજો સુધારા થઇ બલવાન. ॥ ૨ ॥ ઊધોર છંદ ॥ લગ્ન સમે ગાવાનિ રિત્ય, મમાદાદિ ગાય ખચીત, બિભત્સ

શબ્દને ભુંડી ગાલ, સજ્જો સુધારા થઈ દયાલ. ॥ ૧ ॥ ગૌરવમાં પાપડ ભંગાય, તેથી છેક ફજેતી થાય; આ છે કપરો ચાસ વિ-શાલ, સજ્જો સુધારા થઈ દયાલ ॥ ૨ ॥ ગાય નઠારૂં નિર્લજ હોય, સારૂ મનુષ્ય કહે નહી કોય; ગીતો શાસ્ત્રી ગાવ રસાલ, સજ્જો સુધારા થઈ દયાલ. ॥ ૩ ॥

મોડી રાતના જમવા વિષે. ધણી વખત ગોરવ વદ્દાગિરી તથા લગનીઓમાં તથા કંઈ ન્યાતની તકરાર વખત ઘણીજ મોડી રાત્રે જમવાનું થાય છે; એ રિવાજ ઘણો અયોગ્ય છે. રાતના નવ વાગતાં પછી જમવાને નિષેધ છે. મોડીરાતના જમવાથી પાચન થતું નથી. ઉજાગરો થાય છે, જેથી વખતે શરીરે કંઈ રોગ થવાનો સંભવ રહેછે, કવચીત ઊષ્ણકાળનાં દિવસમાં કોગલીઊ થઈ દેહપણ નષ્ટ થાય છે. જમણુવારનો ચોખ્ખો ધારો પાડવો જોઈએ કે લગ્ન દિવસે આઠથી તે અગી-આર કલાકમાં જમવાનું ખલાસ કરવું. ગોરવ વદ્દાગિરી. તથા બીજી અન્ય પ્રસંગોપાત થતી ન્યાતના જમણવારમાં સાંજના ચારથી તે રાતના નવ કલાકે જમવાનું ખલાશ કરવું. એથી કોઈએ મોડા જમવા જવું નહીં તેમ કોઈએ મોડા જમાડવા નહીં એમ થાંચ તો નાના છોકરાં તથા સ્ત્રિયો વગેરેને પણ સુખ થાય. ઘણી વખત મોડી રાત્રે નાના છોકરાને સંભાળથી જમાડી ઘેર લાવતાં તેમના વડિલો ને બહુજ દુઃખ થાયછે. તેઓ ઉંઘી જાય છે; તેઓના ઘરેણાં જતાં રહેછે. રસ્તે પણ લુચ્ચા ચોર વગેરેનો ભય રહેછે; ને વખતે દુષ્ટ પુરૂષોથી તેમના શીયળ પણ ભ્રષ્ટ થાયછે.

પ્રભાત. ઘંટીના ઘોરના શબ્દ કાને શુણી, પાછલી રાત્રીએ જાય જંબા. ભ્રાત નિદ્રા તજી જાય ઉતાવળા, દંત ધાવણુ તણા ત્યાં અચંબા. ઘંટીના. ॥ ૧ ॥ ગ્નાનને ધ્યાન સેવા પુજા સોં તજી સ્નાનને પરહરી ધર્મ બોલે; લગ્ન ચર ભક્ષને શુભ ગૌરવ વિષે ખાય પ્રભાત માંહી અતોલે. ઘંટીના. ॥ ૨ ॥ ઓટલે પોટલા

પેર આવી સુતા, લોકના થોક તે ખુબ ઊંઘે; મધ્ય નિશા વીતે થાયછે કાર્ય તે, ઢોર ખાવું તને કંઈ ન સુંઘે. ધંટીના. ॥ ૩ ॥ કંઈક ને વીંછી ચટકાવતા પાસમાં, આવીને વેદના ખુબ વાપે; કોણ ઉતારનારૂં મળે તે સમે, દુઃખ વેઠી જમી જાય આપે. ધંટીના. ॥ ૪ ॥ કંઈક સ્ત્રિયો તણી લાજ લુટાયછે, જાય આ ભુષણો બાળકોનાં; કંઈકને થાયછે રોળ મોટો અરે; દુઃખ પામેજ એ ગુણ રૂદિના. ધંટીના. ॥ ૫ ॥

સ્નાન કરવાનો ચાલ જમતી વખત ન્યાતમાં બીલકુલ નથી તે થવો જોઇએ.; તથા રજસ્વલા સ્ત્રિ જમવા આવેછે તે બંધ થવું જોઇયે. કોઇએ પણ સ્નાન કીધા વગર ન્યાતમાં જમવા બેસવું નહીં. તથા કોઈપણ રજસ્વલા સ્ત્રિએ પાંચ દિવસ થયા વગર જમતા આવવું નહીં. એ બાબતથી ઘણોજ અધર્મ થાયછે, ને ભ્રષ્ટ થવાયછે.

ચંદ્રાવળા. બ્રાહ્મણના લક્ષણના લહાળા, હું શું કહું આ વાર શીખા નષ્ટ ન થાવ રૂપાળા, નહિ વાંળનો ભાર. નહિ વાળનો ભાર વિચારો, સંધ્યા શ્રાદ્ધ ન થાએ યારો; શીખા નષ્ટ ન થાવ રૂપાળા બ્રાહ્મણના લક્ષણના લ્હાળા. ॥ ૧ ॥ નાહ્યા વણ જંબા જટ દોડે, હરખ ધરીને અંગ, હરખ ધરીને અંગે ચાલે, હાથ પગો ધોવાના ભાળે; કાપિલ સ્નાન કરે નવ કોડે નાહ્યા વણ જંબા ઝટ દોડે. ॥ ૨ ॥ ઉન રેશમ વણ કપડા રાખી, ભાવે જમતાં ભ્રાત; ડગલીઓમાં અસ્તર નાંખી, બેસે જુવતી જાત. બેસે જુવતી જાત સુધારી, જમે જુવો શો ધર્મ વિચારી; ડગલીઓમાં અસ્તર નાંખી, ઉન રેશમ વણ કપડા રાખી. ॥ ૩ ॥ રજસ્વલા સ્ત્રી ભેગી બેઠી, સ્ત્રી પંગત મોંઝાર; ધરમ ભ્રષ્ટ થઈ પાપ કરેછે, નકરો તેહ વિચાર. નકરો તેહ વિચારજ ખાંતાં, ધર્મ ભ્રષ્ટ થઈ જંબા જાતાં; એવી રીત્ય ન ઠારી પેઠી, રજસ્વલા સ્ત્રિ ભેગી બેઠી. ॥ ૪ ॥ અભક્ષ્ય ભક્ષણ જેવું ભાસે, પીછો નહિ કો પાપ; સમશ્ર જંબા સામે બેસે, અનાચારમાં આપ. અનાચારમાં

આપ બીરાજો, ધર્મ રહિત મોઢિક પર ગાજો; દુષ્ટ રિવાજ લહોનત પાસે, અભક્ષા ભક્ષણુ જેવું ભાસે ॥ ૫ ॥ ક. સુ. લ. વ્યા.

સુતકીનું ખાવા વિષે. જજમાનીઆ એ પોતીકા જજમાનમાં બારમું. તેરમુ હોય ત્યારે પોતીકા સગાને સાથે તેડી જમવા જાયછે એપણ ન જવું જોઈએ. સુતકીનું ખાવામાં ઘણાજ મોટો દોષ છે.

ત્રોટક છંદ—સુતકીતણું અન્ન ઉચ્છિષ્ટ ઘણું, દ્વિજ ખાવ નંહી અન્ન તેહતણું; દ્વિજ દ્વાદશમાંહ પવીત્ર નંહી, અન્ન શોળ દિને શુધ્ધ થાય શહી. ઝટ દોડિ જમે પછી ત્યાં જઈને, નિજ ધર્મ ત જે અનને ખઈને; વટલાય નંહી પણ ભ્રષ્ટ બને, સદશાસ્ત્ર તણી ઘણી છેજ મને. ॥ ૧ ॥ દિલમાં નહી દોષ ગણુ દ્વિજતો, સુતકી અન્નસ્વાદ થકી રિઝતો; જપ જાપ જપે નહિં મંત્રફળે, મન વાંછિત તો ફળ તે ન મળે. અવિકાર જમો અન્ન વિપ્ર તમે, ઝટથાવ પવિત્ર સુઅન્ન જમે; શુદ્રના સુતકી શુભ લાડુ તજો, નિજ ધરમ નિતી નિમ સર્વ સજો ॥ ૨ ॥

સદગુણ તણા ધરનાર દ્વિજો, સુતકી અન્ન દેખી અપાર ખીજો; રહી લાલચ દ્રવ્ય તણી ઉરમાં, શુભ ધર્મ તણાઈ ગયો પુરમાં. કરૂણા કરી તેહ તજો ઔદિચ્યો, ઝટ ત્યાગ કરો દુરગુણ નિચો; ધર્મવંત મટી નહીં ભ્રષ્ટ થવું, સુતકી અન્ન તો નહિરે જમવું ૩

રિઝસે નહિ બ્રહ્મ સદા શિવજી, સુતકી અન્ન ખાવુ નહીજ રીઝી; સુતકી અન્નથી નિજ જીભ બળે, પડશે નરકે નહી મંત્ર ફળે સદ બ્રાહ્મણુ તેહ તજો રિતને, સુતકી અન્ન ભુકત કર્યા ની મને; ઉપનીષદ શાસ્ત્ર વદે વચનો સુતકી અન્ન નીર સદા તજનો ॥ ૪ ॥ ક. સુ. લ. વ્યા.

દીવસે દીવસે બીડી તંબાકુ તપખીર ગાંજો અફીણુ ભાંગ વગેરેના વ્યસનો વધતાં જાયછે. તે ઓછા થાય તો સારૂં. વળી ધર્મ ને બહાને મદીરા વગેરે પણ વાપરવામાં આવેછે એપણ બંધ થવું જોઈએ. કેટલાંકને ઘેર મરનાર પાછળ શંખોધ્ધાર

કરવામાં આવેછે. એનો કોઈ શાસ્ત્રાર્થ પબલીક બાર પડી આપ-શેકે ? આવા પાખંડી શંખોધ્ધારમાં અત્યંત અનિતિ ધર્મનો નાશ પ્રજાની ખરાબી તેથી વ્યસનને ઉસકેરણી વગેરે થાયછે તે બંધ થવા જોઈએ.

એ શંખોધ્ધાર વિષે જ્યારે પુછવાંમાં આવેછે ત્યારે તેઓ નીચે પ્રમણે કહે છે.

मद्यं मासं च मीनंच मुद्रा मैथुनमेवच ॥ एते पंचमकाराश्यु मोक्ष-दाहि युगे युगे ॥ प्रवृतते भैरवीचक्र सर्वे वर्णा द्विजातयः ॥ निवृतते भै-रवी चक्रे सर्व वर्णाः पृथक पृथक ॥ पीत्वा पीत्वा पुनः पीत्वा यावत् पतति भूतले ॥ पुनरुत्थायवै पित्वा पुनर्जन्म नविद्यते ॥ मातृयोनि परि-त्यज्य विहरेत सर्व योनिषु ॥ वेदशास्त्र पुराणानि सायान्यगणिकाईव ॥ एकैवशां भवीमुद्रागुप्ताकुलवधुरिव: ॥

દારૂ માંસ મચ્છ પુરી કચોરી અને મીથુન એપાંચ મકાર વાલી ચીચયુગે યુગે મોક્ષ આપવા વાલીછે. જ્યારે ભૈરવીનું પુજન થાય તે વખતે નીચ પણ બ્રાહ્મણ થાયછે ને જ્યારે એ પુજન ગૃહથી મુક્ત થાય ત્યારે બધી વર્ણ પ્રથક પ્રથક થાયછે. જ્યાં સુધી બેભાન થઈને પૃથ્વીપર પડાય ત્યાં સુધી મદ્ય પીવો. પીને પૃથ્વી પર પડવું વરી ઉઠીને પાછો પીવો. એ પ્રમાણે જે વર્તે તેને પાછો જન્મ નથી. વરી માને છોડી દઇને બધી સ્ત્રી સાથે સંભોગ કરવો. વેદશાસ્ત્ર અને પુરાણ એતો સામાન્ય ગુણકા જેવા છે. અને એક શાંભવી નું પુજન એ ગુપ્ત કુળવાન સ્ત્રી જેવું છે. વરી કોઈતો કહે છેકે.

मातरं मपिन त्यजेत् ॥ માસાથે પણ સંભોગ કરવો તેને પણ છોડવી નહીં એ શંખેધ્ધારમાં રાત્રે ધાન્યના મંડલ કરેછે તે પર એક ઘડામાં દારૂ ભરી મુકેછે. પછી તેનું પુજન કરેછે. કેટલીક વખત કોઈ વેશ્યાને નાગી કરી તેની યોનીનું તથા કોઈ પુરૂષને નાગો કરી તેના લીંગનું પુજન કરેછે પછી પેલા ઘડામાંથી બધા એક પ્યાલામાં મદ્ય કાઢી કાઢી પીયેછે. યથેષ્ટ વ્યભિચાર કરેછે

અભડાયલી સ્ત્રીની પુજા કરી તેની સાથે પણ વ્યભિચાર કરેછે તેને માટે પણ શાસ્ત્રાર્થ બતાવે છે.

रजस्वला पुष्करं तीर्थं चांडाली तु स्वयं काशी ॥ चर्मकारी प्रयागः स्याद्रजकी मथुरा मता ॥ अयोध्या पुक्क कशी प्रोक्ता ॥

રજસ્વલા સ્ત્રીનો સંભોગ પુષ્કર તીર્થ સમાન, ઘેડીનો સંભોગ કાશીસમાન, મોચણનો સંભોગ પ્રયાગ સમાન, ધોભણનો સંભોગ મથુરા સમાન, અને ઘણા પુરૂષે વાપરેલી છીનાળનો સંભોગ અયોધ્યા સમાન તીર્થનું ફળ દેનાર છે.

ह्मलांपिवातिदीक्षितस्यमांदिरेसुपतो निशायांगणिकागृहेषु ॥ विराजते कौलव चक्रवर्तिः ॥ જે પીઠામાં જઈને હમેશ દારૂ પીયે ને રાતના વેશ્યાને ત્યાં જઈને સુવે. તેને ચક્રવર્તી રાજા સમજવો. વળી કહે છે કે मद्य शाप विमोचथः ॥ મદ્ય પીનારને શ્રાપ લાગતો નથી. पाशवद्धोभवेजीवः पाशमुक्तः सदाशिवः વેદ શાસ્ત્ર પુરાણ વગેરે માનનાર ઉપર લખેલા કામો નહીં કરનાર અલ્પ જીવ છે. ને વેદશાસ્ત્ર પુરાણ. વગેરે ત્યાગ કરી જે ઉપર બતાવ્યા પ્રમાણે વામ માર્ગના તથા શાકત માર્ગના શાકત પ્રમોદાદી ગ્રંથમાં બતાવ્યા પ્રમાણે જે વર્તે તે શાક્ષાત સદાશીવ છે. વળી કહે છે જે. सौत्रामण्यां सुरां पिपेत ॥ प्रोक्षितम भक्षयेन्मांस वैदिकि हिंसा हिंसान भवति ॥ यज्ञार्थे पशवस्त्रष्टाः ॥ न मांसं भक्षणे दोषो न मद्येनच मैथुने ॥ प्रवृति रेषा निवृत्तिस्तु महाफला ॥ સૌત્રામણી યજ્ઞમાં દારુ પીવો. માંસ પ્રોક્ષણ કરી ખાવું વેદમાં કહ્યા મુજબ હીંસા કરવી. તે હીંસા નથી. યજ્ઞ સારૂ પશુ ઉત્પન્ન કીધા છે. માંસ ખાવામાં. દારૂ પીવાંમાં અને ગમે તેની સાથે યથેષ્ટ મયથુન કરવામાં દોષ નથી. વાસ્તે વેદાદીશત શાસ્ત્રને છોડી નીવૃત્તથી આવો ઉપર બતાવ્યા પ્રમાણે આધર્મ કરવો વરી એ લોકોએ ભાષા પણ બીજાના સમજવામાં ન આવે તેથી: મદ્યનું નામ તીર્થ. માંસનું નામ શુધ્ધ. અગર પુષ્પ. મચ્છીનું નામ ત્રતિયા અગર જળ તુંબીકા. મુદ્રાનુ નામ ચતુર્થી ને મયથુનનુ

નામ પચમી તથા પોતીકા મતમાં રહેલાને. કૌલ, શાંભવ, આર્દ્રવીર, ગણ, અનેપોતીકા મતમાં નહીં રહેલાને. કંટક, વિમુખ, શુષ્ક પશુ, વગેરે નામથી કહેછે. એ પ્રમાણે એ વામીઓ શાંખ ઓધ્ધાર કરવા વાળામાં જેવો અધમ રહેલો છે તેવો બીજે કેથે જણાતો નથી. આ બધા કમ છુપી રીતે થાય છે તે-માંથી કોઈ પકડાય તો ન્યાત લાડવા ખાઈ છોડી દેછે. પણ ખરી રીતે જેવો એવા કામમાં પકડાય તેને કદાપી વાપરવો નહીં જોઈએ. શું આ થોડા અધમની વાત છે. એવાને અડકાય નહીં તો તેની સાથે પંકિત ભોજન તથા કન્યા વહેવાર થાયજ કેમ વારૂં.!

ભાંગ વિષે. ભુજંગી ॥ ૫રે ભંગી સો ભાંગ પીવા બિરાજે, સદા શિવને આળ દેવાજ કાજે; કુચાલો વધારા રૂપી ભાંગ લીધી, રિવાજો નઠારા લહે ટોળી બાંધી. ॥ ૧ ॥ ખુણા ખોળીને ભાંગ પીવા પધારે, પછી આપની લાજ ખોવી બિચારે; લસોટે ઝિણી ભાંગ ને આપ રાંધી, રિવાજો નઠારા લહે ટોળી બાંધી. ॥ ૨ ॥ જીણે લુગડે ભાંગ ઓગાળવાની, મહાદેવનું નામ લેઈ પિવાની; મરીને મસાલો મલે હાટ ગાંધી, રિવાજો નઠારા લહે ટોળી બાંધી. ॥ ૩ ॥ પીયે ભાંગને ભાનને દે ઉડાવી, પડે ઓટલા શોધીને આપ આવી; ઊનાળા વિષે ભાંગની છે ઊપાધી, રિવાજો નઠારા લહે ટોળી બાંધી. ॥ ૪ ॥ ચઢે ભાંગને બોલ બોલે નઠારા વિવેકી રિવાજો જુવો ભ્રાત પ્યારા; સગા માંહ્ય બેસે જઈને સરાધી, રિવાજો નઠારા લહે ટોળી બાંધી. ॥ ૫ ॥ ઓદિચ્યો તણા ચાલ જોજો રૂપાળા, કુચાલો તજીને સજો પાકશાળા; પુરો પાકશાળાં તણો છેક વ્યાધી, રિવાજો નઠારા લહે ટોળી બાંધી. ॥ ૬ ॥ કુચાલો તણા ચાલ ટાળો વિરાઓ, સુધારા રચી દેવની તુલ્ય થાઓ; કરે વીનંતી મુળજી સ્નેહ સાધી, રિવાજો વધારા લહે ટોળી બાંધી. ॥ ૭ ॥

ગાંજા વિષે શિખરણી છંદ. ફરે ગાંજો પીવા, ચકચુર થઈને નિસરસે; ધુએ ધીરે સારે, નિરમળ કળીમાં વિચરશે. નિચોવીને નાંખે. કફથિર રુદેમાં ઊકળશે; ધિકે ધુમાંગ્નિમાં, વપુ બળ વડે તે સળગશે. ॥ ૧ ॥ તમાકુમાં ભેળી, પ્રિય ચલમમાં તેહ ભરશે; ધમાણે તે ધોઇ, ભભક ભડકો ભ્રાંત લહશે; ટળે ખાવા પીવા, દળદ્દર વધે તે પ્રજળશે; ધિકે ધુંમાગ્નિમાં, વપુ બળ વડે તે સળગશે. ॥ ૨ ॥ વળી વૃધ્ધિ પામે, પ્રબળ બળ તેનું બળી જશે; પછી શુ ભેદાશે દહન કરવાથી સુખી થશે; કુડી દ્રષ્ટી વાળા, શુભ મતિ થવાથી વિસગશે; ધિકે ધુમાંગ્નિમા, વપુ બળ વડે તે સળગશે. ॥ ૩ ॥ જશે ખુટી લક્ષ્મી, ભવ જળ સમીપે નવ રહે; ઓદિય્યો કુચાલો, સજ થઈ ચિતે ભ્રાત ન લહે; તરૂ સુધારાનાં, સકુમળ રૂડા જે નિવડશે; ધિકે ધુમાગ્નિમાં, વપુ બળ વડે તે સળગશે. ॥ ૪ ॥

તંબાકૂ વિષે શાર્દુલવિક્રિડીત છંદ. ॥ તંબાકું મન મોચની મદ ઝરે, તું વિશ્વની મોહની; પ્રેરી વિપ્ર કુળે નિવાસ વસતી, દેવાંશિને દોહિલી. ભ્રષ્ટાચાર પ્રવાહ પૂર્ણ વિજઈ, આશા પુરે ઉર્વશી; જ્ઞાની ધ્યાન તજી તને સમરતા, ધારી દ્રિજોમાં ઘશી. ॥ ૧ ॥ પાને પાત્ર પવિત્ર પત્ર તરૂનાં, લે કોઈ કંકાવટી; સ્થાને સ્થાન નિવાસ તુંજ વિચરે, ધ્રુમાંગ ધુપાવતી. નાંશાગ્રે તપખીર ધીર ધરતાં, ગંધોત્તમઈ ગર્જીતા; ભુકતાં ભોગ્ય સમાન સદ્ય મુખમાં, ખાતાં નહીં વર્જીતા. ॥ ૨ ॥ દાંતે દોષ રહિત નેઠ ઘસતાં, ચાહે બીડીમાં પીવા; દુષ્ટાચાંર પ્રત્યક્ષ તે ન ટળતો. યોગીશ્વરોની જીવ્હા. દેખી દ્રષ્ટ ચુગે સદૈવ દ્રિજતો, માતા તંમાકું તમો; નિંદા આજ ઉચ્ચારી હેત ધરીને માફી માંગી અમો. ॥ ૩ ॥ ધાતા છેક મુનીશ્વરો ધમામશા. બેઠે તુંને ભાવ દે: ચાખે સ્વાદ ચુગેજ હંસ સમજો આપે વિમોહિત થ. બીજે ભાવ સહિત ભેટ મળવા. બોળે ચુને આંગળી; પામે કાંક નિરામ કાંક વલતો. પોસાય તે પાંગળી. ॥ ૪ ॥

દોહેરા, એળે જનમ અફિણી તણો. વ્યર્થ દેહ સંસાર; વટાલ ન ગણે વણસતાં. ધીક ધીક અવતાર. ॥ ૧ ॥ મદીરાં ને માઝમ ચડસ. આકૃતીને અન્ય; દુષ્ટ અનાચારી દીસે, પ્રલય ક્રાંસ પરજન્ય. ॥ ૨ ॥ છપ્પો. શિક્ષબોધ કરનાર, ચલમને કયાં-થી બોલે; દિવાસલી નીજ પાંસ, નીરમાં સાફી બોલે; ધુમાડા-ના ગોટ, કાડતાં રાજી થઈને; બીડી પીયે બહુ લાલ બજારે ઉભા રહીને. દુષ્ટાચારી દુષ બ્રાહ્મણો, નહીં આ લક્ષણ આપનું; કહે મુલશંકર પ્રીતે તજો, બોળોછોકુલ બાપનું ॥ ૧ ॥ ઝુલણાંછંદ કેફી નિશા તણી તો દીશા પરહારો, માન અપમાનને આપ પ્રીછો; જ્ઞાતિ ઓદિચ્યને, દ્વિજજાતી રૂડા, બ્રાહ્મણો નિજતણો ધર્મ ઇચ્છો; લાજ મરજાદ નહીં આજ એવા તણી, કેફી કામી થવાને ન ચાહો; ધર્મ આચરણ તો દ્વિજ વર્ણોતણા, શોધી રૂડા તમે ભ્રાત થાવો. ॥ ૧ ॥ કેફી વસ્તુ તણો ત્યાગતો ઝટ કરો, થાય છે તેથકી સુખ શાંતા; કયાથી આવ્યા અને કયાં તમે અવતર્યા, ઉંચ દેહી તજી નીચ થાતા. થાય અપમાનને ભાન નહીં દેહ તણુ., આબરૂ જાયછે એક પળમાં; રંગમાં ભંગ છે કેફીના અંગમાં, સંગ તે ટાળવો દ્વિજ કુળમાં. ॥ ૨ ॥ ક. મુ. લ. વ્યાસ.

નીચ હલકી નોકરી વિષે. ઝુલણાછંદ નોકરી પેટ અર્થે શિપાઈઓ તણી, કીધાને વસ્ત્ર કાળાંજ પેહર્યા; ધર્મ ખોળે નહીં ભ્રષ્ટ થાયે સહી, ને શીખા કાપી રાખેજ ચેરા. જેહ મડદાંતણાં અંગચીરે સદા, તેહ છે ભ્રષ્ટ આચાર કેરા; જાય સંડાસમાં નીર નહીં પાસમાં, નર્કના સ્થાન કે ખાય ફેરા. ॥ ૧ ॥ મદ્યના મંદીરો દુષ્ટ આચારમાં, એહ છે કાર્ય બહુ દુષ્ટ જેવું; જેલને જૈન્ય દેરાં મસીદો તજી, ધર્મ નિષ્ઠાધરી કાર્ય લેવું. એટલી બાબતો માંહ વિકારછે, દ્વિજને ધર્મનું કષ્ટ સેહેવું; કામદારો રૂડા રોજગારો કરી, નિતી પાળી સદાચારી રહેવું ॥ ૨ ॥ ક. મુ. લ. વ્યા.

વરાવિષે શ્રીમંત. ઉપવિત લગ્ન તથા ઉતરક્રીઆ વગેરેમાં ખોઠા મોટાઈના ડોલમાં ચાલુ રિવાજથી જે વરા કરાય છે તે બંધ થના જોઇએ. એ રીવાજથી. કંન્યા વિક્રય. ગરીબાઈ કુટુંબના પીડાવાથી દ્રોપ વખતે ઘણું અવિદ્યા ગેરઆબરૂ, આજી-વિકાનો નાશ વગેરે થા છે.

રોળાવૃત., વિત [illegible] વહારઅને થઈ આવક આછી, જાવકની રૂઢીઓ નઢે [illegible] પાછી; રળવા ખપવા તણા નથી કંઈ સાધન સાંચા, સંકટ મય સંસાર વસીલે ઓદિચ્યો કાચા. ॥ ૧ ॥

તેમાં તાણા તાણ કરે પણ તાન ચડાવે, મરતાં પાછળ મમત કરી મિષ્ટાન્ન ઉડાવે શક્તિ તણો વિચાર કરે નહીં ઘરમાં બેશી પેટીને નવ પુછે ઓરડા અંદર પેશી ॥ ૨ ॥

મરતાં પાછળ મરે ગરીબ શ્રીમંત વિવાદે; કરજ કરી કંગાલ પડે જોખમમાં જાદે; જમણવારનો જુલમ ઔદિચ્ય રાખેછે જારી, બંધુ થયા બેહાલ ખરચમાં. બની ખુઆરી ॥ ૩ ॥

• રસાકસીમાં પ્રથમ રચે રણસ્થંભજ ભારી, તેરમુ વીત્યા પછી રૂવે લમણે કર ધારી; પ્રથમ કરે ન વિચાર ઘરાણું જે ઘર વેચે; ખેતર ખુડદા કરી મમત યશ માટે ખેંચે ॥ ૪ ॥

પાછળથી પસ્તાય ભિખે પછી લઈને ઝોળી, આખી ઉમર રહે સળગતી હૈયે હોળી; વીસ વરસનો તરૂણ ત્રાસમાં ગુજરી જાએ ઓચ્છવ અમાંગલિક તેહને મંદિર થાંએ ॥ ૫ ॥

વિધવાને નિરવાહ તણો નહીં એકે આરો, ઠરવા ન મળે ઠામ સગા નવ ચહે ઉગારો; તજો તુચ્છ એ ચાલ દયા દિલ અંદર લાવી, જમણવારના જુલમ થકી જર લ્યોજ બચાવી ॥ ૬ ॥

પુત્ર પઢાવા કાજ કદી ખરચો નહી પાઈ, ફી ભરવામાં કરો નિ-શાળે ઘણી ગરીબાઈ, ઉગે કણ જે ઠામ નામ તેમાં નવ વાવો; ખાર તણી ભોયમાં જઈને કૃષી કરાવો ॥ ૭ ॥

મિથ્યા માન ગુમાન ધરાવી, ફોકટ અવળાં ધન ખરચે, જ્ઞાન વિના નર થઈ આંધળા મોઘમ મારજ ખાઈ મરશે. ॥ ૧ ॥

ખોળ કરી ખરી એક વાતની, જોજો વૃધ્ધને તેડાવી; જુવો ટેવ ભુંડી બહુ જેની ગુણ અવગુણ લ્યો દર્શાવી ॥ ૨ ॥

કહે કરો ભોજન મન ગમતાં, ચુરમેશ્વરપર ઘ્રત ધારા, તે વણ તૃપ્ત ન થાયે બ્રાહ્મણ યા કણસાર કરો પ્યારા. ॥ ૩ ॥

જીવત ક્રિયા માંહી નિત્ય જમતાં, એ અમને પ્રિય છે ધારો, બ્રહ્મ ભોજન કરવાં બહું સારા; કહે વૃધ્ધો મારા ચારો ॥ ૪ ॥

રુઢી સરસ કેવી જમવાની, તતબર થઈ જમવા ચાલે; ચારકરે પઈયા ભોજનના, સજ્જન ભાવ ધરી ભાળે ॥ ૫ ॥

ફુટી દાળ ને વાલ વઘાર્યા, ગૃત તેમાં જબરૂં મળશે; વળી વાટકામાં ઘ્રતઠાર્યું; તેટાંકુ પ્રિતે ગળશે. ॥ ૬ ॥ એમજ કરતાં રહે ઊણાતો, કરે દીવો મોઢે માંડી; તો સંતોષ વળે દ્વિજ કુળને, યશ લેવા ફેરવે વાઢી. ॥ ૭ ॥ કદિ કરમ સંજોગે કોઈએ, વાળ્યો ગોળજ મંહિ ધાલી; લગાર નહીં તેમાંથી ટપકે, તો કહે લોથજ શિદ વાળી. ॥ ૮ ॥ અણ સમજણથી અવળું કીધું, સલાહ નહીં લીધી સારી; ખાંડ હતી સોંઘી વેચાતી, તે નહીં ઘાઘી શું ધારી. ॥ ૯ ॥ અણસમજુ તેં અપયશ લીધો, સલાહ મુરખ કોણે આપી; ફટ મૂરખા આ નોંતું કરવું, યશ પામ્યો નહીં અઘાપી. ॥ ૧૦ ॥ ઘર ધણીને સઉં કહે બોલાવી, જયમ ત્યમ દ્વિજ જમે આવી; શાક દાળ ભજીઆં શું ભાવે, ભોળાને કહે ભરમાવી. ॥ ૧૧ ॥ આવું આવળું કોઇ કરે નહીં, ફટ મુર્ખા ફોકટ કીધું; કે આ બળતો દાહાડો કાઢયો, તેં સઘલું બાળી દીધું. ॥ ૧૨ ॥ જમાડમારો [illegible] બીહીતો, માફ કરો મુને આજે; મૂર્ખ પ[illegible] મે અપ[illegible], હિતરવી માટે દાજે.॥૧૩॥ હવે સલાહ પુછ[illegible] વણ [illegible] વડીલો તમને ઝાજો; ફરી ખરચ કરવું છે બીજું [illegible] સ આવ્યો. ॥ ૧૪ ॥ આજ પછી નીજ સલાહ પ્રમાણે મારે તો નિશ્ચયે કરવું;

કંજુસ થઈને ના આથડવું, ન્યાતીમાં ગૃહસ્થ થઇ ફરવુ. ॥૧૫॥ વૃધ્ધ કહે વીર જો ગ્નાતિ[illegible] [illegible]રરા કેવા ધારા; ઘરડાનુ તો થાયજ જેમ તેમ, [illegible] મોજન સારા. ॥ ૧૬ ॥ યા કણુસાર અને ચુરમે[illegible] [illegible] વડે ઘ્રતની ધારા; સૂખ રુપે બ્રાહ્મણ બહું જમતાં, [illegible] માંહ બેશી પ્યારા. ॥ ૧૭ ॥ દડીઆં ચાર કરે ભોજનના' [illegible] [illegible] તે નર બહું પામે; ગ્નાતિમાં એ સઉંને પ્યારો, ન્યાંત જમાડી દુઃખ વામે. ॥ ૧૮ ॥ ત્રાસ નહીં દિલમાં રજ દાખે, ક્રૂરપણું બહું કહેવાયે; જીબ્હા ઈંદ્રિ નહીં ઝાલીરે, સ્વાદિષ્ટ ચિજો ખોળી ખાયે. ॥ ૧૯ ॥ મઝા પડે વળતી જોવાની, શાકજ ભરેલાં ઘર પાસે; રૂધિ[illegible]ની બહું છોળો ચાલે, શુરા તત્પર થઈ જાશે. ॥ ૨૦ ॥ સામાસામી લશ્કર ઉભા, દે ગડતાં મુકા લાતો, શાકજ પીરસવાને સ્વાદે, માર ઘણો જઈને ખાતો. ॥ ૨૧ ॥ કાયર થઈને જો નાસે તો પુરો કરીજ તેને નાંખે; એક બીજાની ટોળીમાંના, ઉપર જોર ઘણું રાખે. ॥ ૨૨ ॥ લડતાં વઢતાં માંથા ફુટે, રૂધિરની ચાલે ધારા; તે સઉં ટંટા પાટે પતતાં, ન્યાઈ વૃધ્ધ ઘણાં સારા. ॥ ૨૩ ॥ આજે નહીં એવા ઇનસાફી, સમઝાવી પતવે ટંટ એક બીજાને એ ઉસકેરે, લાંચજ ખાયે ખોટા ધંધા. ॥ ૨૪ ॥ સદ શિખામણ દઈ ન સુધારે, ગર્વ ઘણો મનમાં લાવી; આ પળપણું દર્શાવા સારૂ ચઢાવતાં પાસે આવી. ॥ ૨૫ ॥

હવે વઢી સરકાર ચઢીને, જાયે કચેરીમાં ચાલી; દંડમલે યા શિક્ષા પામે, એમજ દશા ખોટી ભાળી. ॥ ૨૬ ॥

તે અવશરથી મટી લડાઈઓ, જમી હવેજ સુખે જાતા; મસ્ત થઇ સાંઢો લડતાતા. તત્પર થઈ સાંભાં થાતા. ॥ ૨૭ ॥

ઊપ્રાતની ઉજાણી ખાવા, વૃધ્ધ થઇને કરતાં બોધ; એ ઉન્મત્તપણું બહુ વ્યાપક, ચુરમેશ્વરની કરતાં શોધ. ॥ ૨૮ ॥

હલે અનિતિ ત્યાગ કરીને, જરૂર ના ઝપલાતા વીર; પતગ સોનું હરવા સારૂ, દીવે બાળે આપ શરીર. ॥ ૨૯ ॥

ઘરમાં નાણાં હોય કટાતાં, યાન સમાતાં નીજ નાણાં; વાપરવાન ઉપાય ઝાઝા, ઠીક છે સુંદર ટેકાણા. ॥ ૩૦ ॥

વિદ્યાશાળા ઔષધશાળા; હુન્નરશાળા શુભ સ્થાપો; ભ્રાત ભટકે ભીખી દરીદ્રી, ને ક્ષુધિત ના દુઃખ કાપો. ॥ ૩૧ ॥

સ્વપ્ને જો ન મળે પુરમેશ્વર, તો દ્વિજને નિદ્રા નાવે; એ મોટું અપ લક્ષણ ભ્રાતા, જ્ઞાન વહીં હઈએ આવે. ॥ ૩૨ ॥

એક વખતના વાલુ મધ્યે, ખરચે તેમાં નાંવે ખોટ; પરોપ-કાર અરથ વાપરતાં, ના શીજાવા મુકે દોઢ. ॥ ૩૩ ॥

કઠણ વચન કીધાં મેં તમને, રખે લગાડો માંઠું આપ; સુબોધ મુલશંકર મુખ ભાંખું, ધરશો નહીં ઉરમાં પરિતાપ. ॥ ૩૪ ॥

નારાચ છંદ.

વરાતણી કરી ઉજાણી સંતતી પીડાય છે, પિડાય બાલકો તમામ ધર્મ ભ્રષ્ટ થાય છે; લગારના વિચાર સંતતી ભણી ન ન્યાલતાં, તજો તમામ ભ્રાત સૌ ઔદિચ્ય કષ્ટ ટાલતાં. ॥ ૧ ॥

ઘણો વિકાર જ્ઞાતિ ભુક્ત કાર્યથી અતી બને, વરોજ એ અતોલ યાર એમ લોક સૌભણે; ધિમે ધિમે તજો તમામ પ્રિય બાળ પાળતાં, તજો તમામ ભ્રાત સૌ ઔદિચ્ય કષ્ટ ટાળતાં ॥ ૨

હિત કારના વિચારથીજ આ વિચાર ઉલટો, વરા થકી અપાર દુર છે વિચાર સુલટો; રચેલ મુળશંકરે નવીન છંદ ન્યા-ળતાં, તજો તમામ ભ્રાત સૌ ઔદિચ્ય કષ્ટ તાળતાં ॥ ૩ ॥

સવૈયા છંદ ॥ અભીમાન અંતરમાં આણી, બળી મરો છો શીદને ભ્રાત; વરા રૂપી ચહે અખંડ બળતી તેમાં પડતાં દેહનો ઘાત. લગાર નહીં વિચારો પડતાં, આપ થયાછો શું અજ્ઞાન; નીચ નજર ટાળી ઔદિચ્યો, સજો સુધારા થઈ બળવાન ॥ ૧ ॥

લલિત છંદ ॥ કરજ કાઢીને, શીદ વાપરો, ગરીબ થઈ જવા નાબળી મરો; સ્થિતિ સુધારજો, બાળકો તણી, જરૂર છે હવે ભ્રાત તે તેણી ॥ ૧. ॥

નથી વિચારતાં જ્ઞાન લાવીને, બળી મરે ઘણાં, તે ફુલાવીને;

નિતિ વધારવા, રીત ઘો હણી, જરૂર છે હવે ભ્રાત તે તણી ॥ ૨

પિતુ રળેલ જે, સર્વ વાપર્યું જરી રહ્યું નહીં કૃત્ય આચર્યું; સબળ રૂપનો, સાંપડે મણી, જરૂર છે હવે ભ્રાત તે તણી ॥ ૩ ॥

છપ્પો. ગગને ગરજે ઘન. શિંહની પરે ગાજે; શિવ સરખા દાતાર, રિઝ કીધી મહારાજે. ખરચે નાવે ખોટ, નવે નિધનો નહીં ટોટો; ધણો ગર્થ ભંડાર, પૂરી બજ વીશું શોટો. એવી હિંમત અંતર ધરી ઝંપલાય વન્હિ વિષે, કહે મુળશંકર જ્યાં શત શું ચડયું, અહંકારમય તે દિશે ॥ ૧ ॥

વદતાં વિનય વચન ગરીબી આપે આણિ; મન ઘણો ઉત્સાહ પાય સાકરનાં પાણી; યશ આપે એ વાર, જમે જ્યાં મોદક સારા, વરતાવે છે કેર વેર વાળે જમનારા; વાણી મધુરી મુખ ઓચરે, ધન્ય ધન્ય મુખથી કહે, કહે મૂળશંકર તે ઘરધણી અંધાપો એથી લહે. ॥ ૨ ॥ ક. મુ. લ. વ્યાસ.

શુભ અશુભ દરેક કૃત્યમાં કરમાંતર વખતે ભણવામાં આવેછે કે. શદ કાળ પાક. પાત્ર અન્ન શ્રધ્ધા દ્રવ્ય સંપદસ્તુ એટલે દેશ. કાળ પાક પાત્ર અન્ન શ્રધ્ધા વગેરેનો વિચાર પુર્વક કામ કરવું. પણ તે વચનને કોરે મુકી ગાડરીઆ પ્રવાહમાં રૂઢીને વળગીને અનાડીની માફક ચાલવું એ શું થોડું અયોગ્ય અને શોચનીય છે વારૂ ?

ન્યાય વિષે. છપ્પા. વટલેલાનાં સંગ, કરી પાછા આણેછે; કહે કરો સાબેત, કોણ એતું જાણે છે. થયું જાત વિખ્યાત વાત ઉરાડી દેતાં, તર્ત ન્યાતની માંહ્ય જમાડી સુખે રહેતાં. સુવિચાર પ્રથમ કરતાંનથી, જાણી બુઝી બોળાવછો, કહે મુળશંકર એતો પ્રથમ અધર્મ મતિપર ધાવ છો. ॥ ૧ ॥

શુદ્ધ નહીં ઈન્સાફ આપ અન્યાઈ ઝાઝા, પક્ષપાત બહુપેર, ભરો નહીં કોની માંઝા લાલચમાં બહુ લીન છિનાવી પૈસા લેવા, બહુ કજીઆ રોળાય, પૂજેતાજોવા જેવા. છે મતિ દ્રવ્ય હરવા તણી ખોળે ગુન્હા ખાંતે કરી કહે મુળશંકર બહુ લાલચુ, શોધે પંક્તિમાં ફરી ॥ ૨ ॥

ગરીબને બહુવાર, રખડતો રહેવાં દેતાં, નહીં શુણે કો વાત ધ્યાન માંહી નહીં લેતાં શિક્ષા પાંમી તેહ બિચારા માઞો માને, નહીં પક્ષ કરનાર દંડ ઓછો દેવાને. અદલ ન્યાય વરતાય નહીં જોતા જરુર આ ન્યાતમાં કહે મુળશંકર બહુ આથડે જર, વણુ જથો નહીં હાથમાં ॥ ૩ ॥ ક. મુ. લ. વ્યાસ.

સ્થિતિવિષે. નહીં પગરખાં પાય, નહીં અંગરખો અંગે; નહીં ધોતી હિરકોર, નહીં પેરે ઉમંગે. નહીં પાઘડી બેશ, કસુંબા માંહી બોળી; નહીં દુપટો પાસ, ખભાપર ભરવી ઝોળી. ભિક્ષુક ભ્રષ્ટ દાનત કૃપણ, અલંકાર કયાંથી ધરે. કહે મુળશંકર કહરૂપનર, અભીમાન બહુ અંતરે. ॥ ૧ ॥ માંગણુ મેલે વસ્ત્ર, કામ કાશદના કરતાં; જાચક થઈ જન એહ, રાંધણાં ખોળી ફરતાં ખાંધે ઉચકે ભાર, ટેલિયાં ટેલજ નાંખે; કરે એકઠાં દાન, દક્ષિણા લેવા પાંખે. ખરચેચ જર ક્ષણુવારમાં, આપે કરેલું એકઠું કહેમુળશંકર સારૂ જમણુ, ભુ દેવને મેહણે ભહું. ॥૨॥ ક.મુ. લ.વ્યા.

ઢાંકણુ તથા પીરસાણુ વિષે. છપ્પા. ॥ ભરી ટોપલી માંહ સગામાં લાડુ વેચે, આધક લેવા કાજ ઘણું વેવઈઓ ખેંચે. થાય શુદ્રનો સ્પર્શ નહીં તેથી વટલાયે, ભ્રષ્ટ થવાનો ચાલ કૂચાલો માંહે ગણાયે. કરૂણા કરીને તતક્ષણ તજો દુષ્ટાચાર પ્રત્યક્ષજે, કહે મુળશંકર એતો પ્રથમ કૃતિ અધર્મ સમક્ષ છે. ॥ ૧ ॥

મનહર છંદ ॥ વીચરી વનીતા વાટે, હિરાગળ અંગે ઓઢી લાડવા લલિત લઈ વેગે ચાલે વેચવા; મુમુક્ષિત એ મોદિક મૃગમિટે આરોગતાં, સત્વર થઈને સદ્ય સિદ્ધ થાય ભેટવા. ધાય દ્વિજ ધર્મ લોપી ધુર્ત ઢોગી મતિ હિન્ન, વઢીને વધારે લેવા દાતાપણું દેખવા; અન્ય વર્ણોનાં અડેલાં પંથે ચિથરાં પડેલાં, કરી સ્પર્શ કામની તે પ્યારા લાડુ પેખવા. ॥ ૧ ॥

ભામનીયો ભાન ભુલી વાતોના વિચાર માંહી, અડે અન્યજાતીઓને મુંડધારી ટોપલા; ખાતાં ખાતાં એઠા હાથે ભીડે બાથ ભુડી બાથે, પિરસનારા તણી સાથે લડે રહિ મોકળા. શાક પાક દાળ

શાળ આચરા ભરીને રાખે, ટોળીઓં તમામ વાલી બેશી જમે શોખીલા; ચાહી ચાલો ચલાવતાં ચિત્ત ચતુરાઈ તજી, અન્ય અનાચાર ઘણા પાપતણા પોટલા. ॥ ૨ ॥

રાગ પરજ.

જ્યાતિ માંહી જમવા જેવોરે અવર નહીં લાવ્હ મળે એવો. એ ટેક. જલહલતુ જલ પાત્ર સહીને, જાયે જંબા ધરી હેત; સ્નેહીતણા કરસાહિને પ્રિરતાં, શાણા કરે સંકેત. ॥ ન્યાતમાંહી. ॥ ૧ ॥ વાંકડી મુછના પર કર ધરતાં, તીલક સુંદર કરી ભાલ; જમતી અબલાઓની પંગતમાં, ચાલતા હંસની ચાલ ॥ ન્યાતિમાંહી. ॥ ૨ ॥ અંગે ચોળ્યાં તેલ સુગંધના; અતર સુંઘતાં નાક; વરણીગીયાવર નારી રિઝાવા, લેતા પીરસવા શાક. ॥ ન્યાતિમાંહિ ॥ ૩ ॥ કઈક સ્ત્રિઓના ભાણા ભરે ખુબ, શાકની સારી ભેટ; વૃધ્ધ માનવી નશાકજ પીરસે, પીરસે યુવાનો નેટ. ॥ ૪ ॥ ન્યાતીમાંહી ॥ અન્યચીચો વૃધ્ધ માનવી પીરસે, મોટપણાનું માપ; ન્યાતવરો કદી થાય નહીં તો પુરણ પ્રગટે પાપ. ॥ ન્યાતિમાંહી ॥ ૫ ॥ ક. મુ. લલ. વ્યાસ.

વિદ્યાવિષે. ॥ રોલાવૃત્ત ॥

નાગર ક્ષત્રી તણી ન્યાત સૌથી છે નાની, વિદ્યા વિત્ત વ્યવહાર સાથમી નથીજ છાની; સુખિયાં નરને નાર સુવિદ્યાના ફલ ચાખે, તમે તુલના કરો ગણો નહીં લેખાં લાખે. ॥ ૧ ॥

પંદર વીશ પગાર નથી ગણતીમાં જેને, તમે તવંગર કહો રળે એટલું જે તેને; એનુ કારણ એજ અભણ રહે બાળક જાટે તાત ન ખરચે દામ ભણાવા સુતને ખાંતે. ॥ ૨ ॥

વડી રકમ વાવરે વરામાં લખપતિ જાણે, પુત્ર પઢાવા માંહ બખીલાઇ ઉરમાં આણે; નહીં ન્યાતનું ફંડ મદદને માટ બરોબર ભણે બાળ કઈ પેર નથી જ્યાં સાધન સુંદર. ॥ ૩ ॥

બાળ લગ્નનો ચાલ બાળનો જન્મ બગાડે, કુમળી વયમાં સઘ કામની આવે આડે; વિશ વર્ષ બ્રહ્મચર્ય પાળીને પૂર્વજ વરતાં, ઢિગલા ઢિગલી તણાં સંબંધ સમઝી નહી કરતાં. ॥ ૪ ॥

તમે તજ્યો તે ચાલ દુઃખ માંગીને લીધું, સંતતિનું કલ્યાણ સ્નેહ ધરીને નવ કીધું; આજ કાલ આપણા શિશું પરણે અતિ નાના, મોટ પણે મુંઝાય રૂવે નરનારી છાના. ॥ ૫ ॥

પંદર વર્ષે પીતા પુત્રના બની ફરેછે, માંથે આવે વ્યથા કમાવા કોડ કરેછે; ભણ્યા ગણ્યા વિણ ભ્રાત ઉદર નીજ ભરે પરાણે, બાળ પણે બની વૃધ્ધ સકટ સંકટનું તાંણે.

કૃશ કાયા કદરૂપ અલ્પ આયુંના એથી, સંતતિ બની સડેલ બાળ લગ્નની ફજેતી; વિષમ કજોડાં વિષે તાત નિજ ધર્મ નધારે, મોટાઈ લેવા માટ શિશુનું સુખ ન વિચારે. ॥ ૧ ॥ ક. મ. ન.

અનિતિવાન અંગ્રેજી ભણેલાના ડોળવિષે. મનહરછંદ.

પ્રાપ્ત થાયછે પવિત્ર મતિમંદ વિપ્રતણી, અનાચારી નેષ્ટ મિટ જાણે નહીં બ્રહ્મને; બુટ કોટ પાટલુણ ગળે ગળપટો ગુણી, ટોપિયો પેરી ને તેહ તજે નીજ ધરમને; કુસંગી સંગાથે ફરે ધર્મ મિટ નહીં ધરે, ફંદી થઈ ફંદ રચે શિખે કુડા કર્મ તે; લાકડી લેઈ સધારે ફરે ફાંકડા બજારે, વાંકડા હિંડે વધારે લહો લેશ મર્મને. ॥ ૧ ॥ ક. મુ. લ. વ્યા.

વીટે ગેજે ગળપટા સુગુણી ગણવા, છત્રિ વિલાયતિ લહે સુધરેલ થાવા; લાકીટને નવલ પાકીટ વિસરાયે, શું આપણો ઉદય એમ કદાપિ થાયે. ॥ ૧ ॥ સાબુ સુગંધી લઈ ચોળી શરીર નાહે, લુવે ટુવાલથી શરીર ધર્મો સદાયે; ચાલે કદાપિ નહિં ચાખડીઓ શિવાયે, શું આપણો ઉદય એમ કદાપિ થાયે. ॥ ૨ ॥

હાંડી ગલાશ વળી ઝુમર ખુબ ટાંગે, વાજાં વિલાયતિ વિચિત્ર વિશેષ વાગે; મૂકે જમીન. પર જો પગતો ઘસાયે, શું આપણો ઉદય એમ કદાપિ થાયે. ॥ ૩ ॥

રાખે વિલાયતિ ચિનાઇ વળી અપાર, પ્યાલા રકાબી પણ કોઇ નમુન દાર, ચીનાઈ ચાહે ચમચે ચમચે પીવાયે, શુ આપણો ઉદય એમ કદાપિ થાયે ॥ ૪ ॥

ભાવે ભણે અવર જે છળ ભેદ ભાષા, રાખે સદાગે પરના ધન માંહી આશા; પ્રીતે ન પુણ્ય પણ કાંઈ કદી કરાયે, શું આપ-ણો એમ કદાપિ થાયે ॥ ૫ ॥

છે પાટલુન વળી કોટ ભરેલ ટોપી ભાષા વળી ભભકમાંથી ભણે યુરોપી, કોડે ક્રીકેટ રમવા સહુ સજ્જ થાયે, શું આપણો ઉદય એપ કદાપિ થાયે ॥ ૫ ॥

ધાલે અનેક ઘડીઆલ પચ્ચીસ વાળી, તે માંહી સાકળીજ પીત્ત-ળની રૂપાળી; ચશ્મા વિના ન ઘડીએક રહી શકાયે, શું આપણો ઉદય એમ કદાપિ થાયે ॥ ૭ ॥

માને ન ધર્મ વળી કર્મ કંઈ ન જાણે, તૈયાર તેમ કથળી પડવે ક ટાંણે; કાને ન હોય હિત તે પણ સંભળાયે, શુ આપણો ઉદય એમ કદાપિ થાયે ॥ ૮ ॥

સ્વપ્ને સદા ચરણની નહીં વાત જાણે, કલ્યાણની ન મનમાં કંઈ વાત આણે; આવે મને ત્યંમ સદૈવ સુખે મણાયે, શું આપ ણો ઉદય એમ કદાપિ થાયે ॥ ૯ ॥

આ આપણો સફળ જન્મ કરાય જ્યેમ, છે યોગ્ય યત્ન કરવા સહુએ૦ ત્યેમ એ વાત ખાંત કરીને નકદી ખણાયે, શું આપાણે ઉદય એમ કદાપિ થાયે ॥ ૧૦ ॥

વિસ્તાર થાય બહુ શું કહીએ૦ હવેતો, સત્સંગ તે પણ કરે મનમાં ગમેતો; ભાવે ન કેશવ જગત પતિને ભજાયે, શું આપણો ઉદય એમ કદાપિ થાયે ॥ ૧૧ ॥ આર્ય ધર્મ પ્રકાશ

કંન્યા વિક્રય વિષે. કવિત.

એક કહે પાંચસોતો બીજો ત્યાં હજાર બોલે ત્રીજો કહે પંદર સો આપવાની આયછે; ચોથો બે હજાર બોલે પાંચમો પચ્ચીશે તોલે એમ, એક એકથી વધુ ઉચરાયછે. જેહ જર ઝાઝુ આપે

તેને ઘેર જાય કંન્યા, લેનારને સારો ખોટો કદી ન લેખાય છે; કહે નીલકંઠ આવો દેવ રૂષિ દેખો અરે. દ્વિજની પુત્રી ઓની ઉરાણી હાલ થાયછે ॥ ૧ ॥

મોટી થાય બેટી તેમ જાણે દુષ્ટ તાત ભ્રાત મોટાના સસરા! સાળા બની લેશું નોકરી; કોઈ ધારે એને સાટે આપી પરણીશુ અમે કુવારાછે વર જેને ઘેર નથી છોકરી. કોઈ કને વધારાની હોય ત્યારે રુપીઆ લે, લુટીલે જમાઈને બજાવવાદે ટોકરી; કહે નીલકંઠ ભલા શુદ્ર જેવું કરે નહીં, એવું કરે આજ દ્વિજ લોપ ધર્મનો કરી ॥ ૨ ॥

મન માન્યા કંન્યાના રૂપીઆ લેઇ જાણે પીતા જમાઈને જરથી કીધોછે ખાલી તે શકી; દીકરીને ખાવા કદી મળે કે ન મળે તેથી, પલ્લાના રૂપીઆ જુદા મુકતા કરી નકી. વરદેવું વાળ વાને વાશ કરે વિદેશમાં, કંન્યા કરે અન્યાય ગરીબ હાલમાં છકી; કહે નીલકંઠ કંન્યા વિક્રયછે ભયંકર, એને છોડ્યા વિના કદી નથી સુખની વકી ॥ ૩ ॥

ધરને જમીન પર જમાઈ કરજ કરે, સાસુ સસરો સગાઈ કર-નારા જાણેતે; તોયે નથી સુઝતું દીકરી ધરમાં ગયે, ધન વિના દુઃખી થશે દુબળાં પ્રમાણે તે. વરનું ગમે તે થાઓ કંન્યાઓ કુવામાં પડો, ખુબ ખુશી કોથળીઓ જરથી ભરાણે તે; કહે નીલ-કંઠ સુખ છોકરીનું મારી અનેં, સગા સારે સ્વારથએ જાણે લોહિ છાંણે તે. ॥ ૪ ॥

કૈક છાના અને કૈક ઉઘાંડા વેપાર કરે, ન્યાતીલાઓ લાંચીઆ દલાલ માલ કાડી છે; હાથી સાથે ઊંટડી ને ગધેડાથી ઘોડીજોડે, પાડાસાથે ગાય અને બેલ સાથે પાડી છે. ઘણા ઘણા કલેશને વિનાશ થાય તેમ કીધે, તોયે લાજ લાવેનહીં લોકોએ અનાડી છે; કહે નીલકઠ એવી કહેવતો પડી રહી, દેખો ભાઈ બ્રાહ્મણુની કંન્યાતો ઉઘાડી છે. ॥ ૫ ॥

વાઘ મારી નાખે યેહ જાણવું કંઈક સારૂં, જીવ જાય તરત ન દુઃખ તહાં કાંઈ છે; નામ કરડે તે પણ જાણવું જરૂર ઠીક, થોડી વાર દુઃખ પામી જીવ સૂખ માંહીં છે. બકરાને મારેછે કસાઈ કૂર દિલ કઇ, યેહ પણ સારૂ મોત થોડું દુઃખ દાઈ છે; કહે નીલકંઠ વેચી કંન્યાઓ રિબાવી મારે, એવા દુઃખ કારી કંન્યા વિક્રાઈ કસાંઈ છે. ॥ ૬ ॥

દોહોરો. ॥ ધર્મશાસ્ત્રતો ગયું ધુળમાં, કીધો કળિએ કાળો કેર. અર્થશાસ્ત્રતે અરધું કચર્યું, મોક્ષ શાંસ્ત્રને માર્યું ઠેર ॥ ૧ ॥

કામ શાસ્ત્રનું કામ વધ્યું તે, જોર કરેછે ઘેરે ઘેર; કામ શાસ્ત્ર સુખ ધામ ગણાયું કામ શાસ્ત્રીને લીલાલ્હેર ॥ ૨ ॥

છપ્પો. દીકરી સાટે દામ, લીને તેતો છે ફાંસું, દીકરો સાટે દામ લઈ નીગાળે આંસુ, દીકરી સાટે દામ કામ હીણું થઊ એથી દીકરી સાટે દામ કામ ખોટું સૂં તેથી કંન્યા; વિક્રય ચિત્તના ચહો પ્રૌઢ પાપ પેઢી તણું, કહે મુળશંકર પ્યારા પ્રિછોતો પેરાપણી પામ્યા ઘણું ॥ ૧ ॥

શાર્દૂલ વિક્રિડિત.

પૈસાના અતિ લોભથી પશુ સમા, લેવા ઈચ્છે દામરે શાસ્ત્રોને અનુસાર સાર લઈને, નાદે સુતા દાનરે, પાપી બાપ વસુ જીતે પરહરે, સુતા બિચારી કુવે, દુઃખો આપત આપદા બહુ થતાં, આંસું ભરીને રુવે ॥ ૧ ॥

ઉઠોરે શૂર વીર ધીર ધરીને, યા હોમ હોંસે કરો; ધારો દુષણ કાપવા સજન સૌ, પાછા પગોના ભરો સુધારો ધિરવીર યે ઝટ કરો સુજ્ઞો ન સુસ્તી કરો; દેશે વિશ્વ વિલાસી દેવ સુખ ને રૂડી રીતે આસરો ॥ ૨ ॥

દોહરો. પુત્રીને પરણાવતાં, કોડી ન ધરવી હાથ; કોડે કંન્યાં દાન દઈ, પાત્ર પુરૂષની સાથ ॥ ૧ ॥

શાસ્ત્ર સાર સમઝી કરી દેવું કંન્યા દાન; ધર્મીનો એ ધર્મ છે, વાંચો કહું નિદાન ॥ ૨ ॥

કરો શધારો દેશમાં, જન સુખ લે સો ઠામ; ધર્મ જાણી મનમ ધરો એવું ઉત્તમ કામ ॥ ૩ ॥

ભુજંગી છંદ. શુણો વીનતી દેશીબંધુ હમારા, ધરી ધૈર્ય ધ્યાને કરોને સુધારા; અરે સજ્જનોં અંતરે એ ઉતારો, સુતા વિક્રઈ ચાલ વેગે વિદારો. ॥ ૧ ॥

સમે આ બહુ ચાલ ખોટોજ પેઠો, નિતીને સ્થિતિમાં કરેનિત્ય હેઠોઃ જુવો વાત વીવેક લાવી વિચારો, સુતાં વિક્રયી ચાલ વેગે વિદારો. ॥ ૨ ॥

બિચારી સુતાને વસુ લે વરાવે, પશૂનીજ પેઠે દઈ મેર નાવે; નહીં દાન દેતાં કરે રોજગારો, સુતા વિક્રયી ચાલ વેગે વિદારો. ૩

રડે ભુખના દુઃખથી આસું પાડી, અરે તે વદે બાપને શાપ દાડી; પડે શાપ ભો પાપ થાયે અપારો, સુતા વિક્રયી ચાલ વેગે વિદારો. ॥ ૪ ॥

વસુ લઈ પશુ પેરશું જોડ જોડો, અતિ વિત્તના લોભની રીત તોડો; અરેરે તમે એમ શું વેર સારો, સુતા વિક્રાયી ચાલ વેગે વિદારો. ॥ ૫ ॥ કે. નિ. ત્રિવેદી.

શારદુલ વિક્રીડિત. કંન્યા વિક્રાય જે કરે ધન લઈ, ધિકાર તેને ધરો; કીર્તીના કદિ લોભથી કુળ જુવે, તે પાપિ પુરો ખરો. કીર્તી દ્રવ્ય તણો કશો જગતમાં, જે સ્વાર્થ સાધે નહીં; કંન્યાના સુખનો વિચાર કરશે; તે પુણ્ય શાળી સહી ॥ ૧ ॥ ક. દ. ડા.

### કુલીન વિષે.

ઈંદ્ર વિજય છંદ. ભુતળ ભારતણા હરનાર રૂષીજન સંતતિ આપ સુધારો; જ્ઞાન નિદાન અને વિદ્વાન મહા ગુણવંત થશોજ વિચારો. બાળતણા પ્રતિ પાલણુ થઈ સદગુણ નિતી સુખ આપી ઉગારો; બુદ્ધિહિણા નર બહુ નિપજે શુભ આચરણ શીખવતાં નહીં વારો ॥ ૧ ॥

લાયક લક્ષણ વંત થવા હિત ચીત વિષેજ વિચાર ન આણે; મૂરખ પણે લવરી કરતાં સહુ આગળ આપનું કૂળ વખાણે. કુળ

તણું મૂળ શોધી જુવો વિદ્વાન નિતીમય શાસ્ત્ર પ્રમાણે; ધર્મ યથા રથ જે પળતા નર તે કુળવંત સુરત્ન સમાને. ॥ ૨ ॥

એ કુળમાં દઈએ દીકરી સદગ્રંથ વિષે રૂવિ સર્વ લખેછે; શ્રુતિ સ્મૃતિ ઉપનીષદમાં વળી શાસ્ત્ર પુરાણુ વિષેજ વદેછે. મૂર્ખ ધનાઢય તણા સુતને દીકરી પરણે ધુળ કૂળ જુવેછે, સ્વારથ આપ તણો લહિને ઝટ નિચતણે ચરણેજ નમેછે. ॥ ૩ ॥

કુળતણું મૂળસ્થાન નિવાસ લહો નહીં પંડિતાઈ પ્રમાણુ, જે સદગુણી સુપાત્ર વિવેકિજ રત્ન સમોવડ લોક પિછાને. કોઈ દરિદ્રી જે નર નિંદિત દાખવશો નહીં દ્રષ્ટિ સમાને; લાયક લક્ષણવંત વિવેક વિના વર સ્વપ્ન વિષે નવ આણે ॥ ૪ ॥

ભંગી અફિણી અને ક્રૂર છેજક જે વ્યસની નર દુષ્ટ કહાવે, તે નરને પરણી દિકરી દુઃખ દાયક થઈ સુખ કયાંથી લહાવે. જે અભિમાન ધરી ઉરમાં નીજ સ્વારથથી દીકરી પરણાવે, પારૂવિના બહુ પાપ કરે નર જન્મ કૃતારથ ફોક ગુમાવે. ॥ ૫ ॥

ક. મુ. લ. વ્યાસ.

ભાગ ૩ જો દુષ્ટ ચાલુ રિવાજો બંધ કરવા, તથા સંપ અને તેની મહત્તા વિષે, રોળા વૃત્ત

હિતેચ્છુઓ મળી હવે, ત્રિજયધ્વજ સદ્ય ઉપાડો; હૈયે ધરીને હામ કામ શુભ કરવા માંડો. સફળ કરો શ્રમ સર્વ ચિત્તમાં હિત ચહિ સારૂ, અજ્ઞ અવિદ્યા તણું કરો અળગું અંધારૂં ॥ ૧ ॥

ઉઠો ઉઠો ઓ ઔદિચ્યો અંગુથી આળસ ત્યાગી, દુખિઆરી છે ન્યાત આપણી જુવોજ જાગી. અરે આપણા ભાત અધમ સ્થિતી મધ્યે આવ્યા, રૂઢીએ વાળ્યો રોળ દમન કરી કંઠ દબાવ્યા. ॥ ૨ ॥

નિરાક્ષરી મિર્માલ્ય થયાં નિર્ધન નરનારી, હજુ ચેતશો નહીં થશે બહુ દશા નઠારી. પાણી પહેલી પાળ બાંધવા બાંધવ ધારો, ઉદય ઔદિચ્યનો ભલા ઐકયતા આજ વધારો. ॥ ૩ ॥

સદન સળગવા પછી કુપ ખોદ્યે શું થાશે, સરશે અર્થ ન સઘ વ્યર્થ શ્રમ પછીથી જાશે. માટે ચેતી મિત્ર સવેળા કરો સુધારો, મતીનું વધારો માન કરી સંહાર કુધારો. ॥ ૪ ॥

દુષ્ટ રૂઢિને દળો દયાબાંધવપર રાખી, સહો સત્ય રૂપી શસ્ત્ર બીકણમત કોરે નાંખી. સ્વાર્થ વિષે પરમાર્થ તણી મતિ ધર્મે ધારી, સંતતિ સુખીઆં થવા તજો વીર ખેદરકારી ॥ ૫ ॥

જુવો પૂર્વજોતણું માન મનમાંહ વિચારી, સ્થિતિનું લાવો ભાન પુર્ણ ઘટમાંહ ઉતારી. ગુણવંતિ ગુજરાત તણા મહિપતિ મુળરાજે, તેડાવ્યાદઈ માન પાપ નિજ કરવા પ્રાજે ॥ ૬ ॥

વિદ્યા તપ નિતી ધર્મ વિલોકી રીઝયો રાજા, આપી ગામ ગરાશ વસાવ્યા મોટી માંઝા. રજ જેના ચર્ણુની ચક્રવૃત્તિ શિર ધરતાં, દિનનિશ રહી આધિન પૂર્વજો પાછળ ફરતાં. ॥ ૭ ॥

રાજ કાજમાં કુશળ ભૂમંડળ વશમાં રાખ્યું, મિથ્યા નકરે મહિપ ભૂદેવો કેરુ ભાખ્યું, વશિષ્ટ રૂષિએ કીધા રામ વશજે રણુ ધીરા. દુરવાસા આધિન ક્રશ્ન કો વિદ નર હીરા. ॥ ૮ ॥

વાલ્મિક વિશ્વામિત્ર ઉર્વે યમદગ્ની આદિ દાલ્ભ, શ્રવન કપિલ તપસ્વી વિદ્યાવાદી. મનુ અત્રી ભ્રગુ દધિ અંગિરા ગૌતમ જેવા પ્ર્શરામ ને દ્રોણુ કુશળ સંગ્રામે કેવા ॥ ૯ ॥

શ્રુતિ સ્મૃતિ ને રશ શાસ્ત્ર શિલ્પ સંગિત ગુણકારી, રચ્યાં ગણિતના ગ્રંથ સંતતિ હિત ઉર ધારી. ભારત પર્મ પુરાણ ભાગવત ભવ્ય વખાણું, પંચકાવ્ય પદ્ય કળા રસીક રામાયણ જાણું. ॥ ૧૦ ॥

જેને ભણતાં આજ વિબુધને વર્ષો વિતે, ધન્ય તેનાં લખનાર નામ અમર છે નિત્યે. કરતાં કેરી મતી હશે કેવી ઓ ભાઈ, મુજ ઉર સંતો પાય નામ સંભારી આહી. ॥ ૧૧ ॥

એ પૂર્વજો પ્રતાપ આપણે આજ પુંજાઈએ મન ગમતાં લઈ માંન મધુંરા મોદીક ખાઈએ. એપુર્વજો પ્રતાપ વચન સૌશુદ્રો માને, દેવ ગણિદે દાન સ્વરૂપ વિશ્નુનું જાહો. ॥ ૧૨ ॥

તે કુળમાં કુળદીપ આપણે થયા અનાદિ ઈજ્જત વડિલો તણી ગુમાવવા બેઠા દાડી. આજ્ઞા વડિલોતણી એક કોરણે મુકી ઉલટા ચાલ્યા અધીક ચતુરાઈ ચિત્તથી ચુકી. ॥ ૧૩ ॥

હિત્તા હિત્ત વિચાર કોડધારી નવ કરીએ, પડે પતંગ દીપમાં મમત કરી મિથ્યા મરીએ. કરતાં લાયક કામ પૂઠ દઈ પાછા ફરીએ, દુઃખદ પંથમાં સદા શુરાતન ધરી સંચરીએ. ॥ ૧૪ ॥

અસ્ત તે થકી થયો ગુમાવી વિદ્યા વહાલી, વૈભવ થયો વિદાય તોય ઠકરઈ છે ઠાલી. કુસંપના કલેશમાં કરી કમ કૌવત કાયા, વાહઃ વાહઃ રેવાહઃ રૂષિ પત્નિના જાયા. ॥ ૧૫ ॥

રૂષિ મુંનીને મહારાજ વડિલ કહેવાતા જેના, નં દીનો ઈલકાબ પામીઆં વંશજ તેના. રહેતાં મહિપતિ મહા સ્નેહ ધરી જેને શરણે, આજ ભાંગીઓ ભાર અરેઃ અંત્યજ પણ ન ગણે.॥ ૧૬ ॥

અન્નપુર્ણા આધિન અને શ્રી સાંનિધ્ય રહેતી, તેના તનની થાય પેટ પોષણની પૂજેતી. જેનાં વડિલો સદા સરસ્વતી રૂપ જણાંતાં તેનાં તન નિરમાંલ્ય નિરાક્ષરી માંહગણાતા. ॥ ૧૭ ॥

જય ધ્વજ જેનો જગત વિષે જાહેર થયોછે, તેનાં વંશજ તણો કારખીલકુલ ગયોછે. વૈભવિ કેરા ચિન્હ વીના વૈભવ પણ રાખ્યાં, ઉર મીથ્યા અભિમાન ધરી માંઠાં પૂળ ચાખ્યાં. ॥ ૧૮ ॥

કુસંપ કરીને અસ્ત તણા પંજામાં આવ્યા, સ્થળે સ્થળે કુરિવાજ કરી દુઃખનાળી વાવ્યા. બુધ્ધિનું બળ લેશ ચાલવાચેતિ નદીધું, સહયો રૂઢિનો માર-કષ્ટનું લગડું લીધુ. ॥ ૧૯ ॥

ધર્મ કર્મ તપ વડે જેહ પંકાતા પુરા, તેનાં તનતો આજ અનિતિ મધ્યે શુરા. સત્યવાદિના સુત અસતીઆ આજે ઉઠયાં, દુરાચરણથી દેવ સદા દિસેછે રૂઠયાં. ॥ ૨૦ ॥

આજ્ઞીકનો સુત હાલ યજ્ઞનો અર્થ ન જાણે, રાવળ કુળનો રાંક પેટ નિજ ભરે પરાણે. ઠાકરના સુતને નથી ઠરવાનુ ઠાણું, મેહતાના તન મથી ગણીન શકે નનાણું. ॥ ૨૧ ॥

આચાયજનાં પુત્ર ધર્મનો મર્મ ન જાણે, ઘરના ખૂણા ચાર જોષિ સુત લહે પરાણે. દવેત્રિવેદી તણા સુતથી શુધ્ધ ન વદાયે તોપણ ઉર અભિમાન ધરી જંપે ન કદાંયે. ॥ ૨૨ ॥
સ્માર્તાદિક જે ધર્મ ચલાવ્યા સમાર્તાએ જે, તે ચાલે અવળી રીત જેથી કુળ ઘણુંજ લાજે. ન્યાયક કરતાં ન્યાય રાજ્યસભાએ બેશી, લોટા ભરીને ભાંગ પીયે તે ખુણે પેશી ॥ ૨૩ ॥

વ્યાસ વાંચતાં પુરાણુ થયા તે વાયસ જેવા, ભણાવતાં જે વેદ શ્રેષ્ટ ઉપાધ્યા કેવા. શુકલ હતા જે સ્વેત ધર્મ ક્રિયા કુશળમાં, બહુ રઝળે તે આજ હરામી મૃતક ભોજન માં. ॥ ૨૪ ॥

ભટ જેવા નંહીં ચતુર મુંઝાણા રૂઢીમાંહી, પાઠક કરે ઠગાઈ પક્ષથી ઠર્યા અન્યાઈ. પંડ્યા પાડે ત્રાશ કુચાલ નાં આડા આંકે, ઓઝા ઉપાડે ભાર જુલમ લુચ્ચાનો સાંકે ॥ ૨૫ ॥

દિક્ષિત ડાહ્યા ગણાય કાંઠે બેશી ભીખ માંગે, વગર તેડે મહાં રાજ આવી ઉભા રહે આગે. રૂડા કુળવંત ઘેર ચુલા સળગેછે સાંજે શ્રેષ્ટવંત બુનિઆદ ભટકતાં લાડુ કાજે ॥ ૨૬ ॥

અધ્વર્યુ હમેશ ઉપરી થઈ મખમાં રહેતાં, આજ પરાક્રમ શુર તેમનું લાજું કહેતાં. સૌનું કરે કલ્યાણ તેથી ઇલકાબ પુરોહિત મુંગા બેશી રહે ખુણાંમાં થઈને સ્ત્રી જીત. ॥ ૨૭ ॥

વડિલો ભણવા જતા કાશીએ કોડ ધરીને, વંશજ આવે આજ ભંગી ચકલાએ ફરીને. વિદ્યા ઉપર વ્હાલ હતું વડિલોને જેવું, ભીક્ષા ઉપર તાન તેમનાં તનનું તેવું ॥ ૨૮ ॥

ઔદિચ્ય વિના ગુજરાત વિષે નથી ગામજ ખાલી, વસ્તી તણો વિસ્તાર ઉર સંતોષે નહાળી. સ્થિતિ અવલોકી અરે આંખમાં આવે આંસું, રાય હતાતે રંક પ્રજેતી ફેલી ફાંસું. ॥ ૨૯ ॥
અવળ ચંડીના કાર્ય કરીને સ્થિતિ બગાડી, વડિલતણા નામને ઉદ્યાઈએ એબ લગાડી. સંકટ સાગર બિચ સ્વબંધુ ગર્ક થયાછે, ગો લોકે સિધ્ધ મુળ વિપ્ર પ્રતિપાળ ગયાછે. ॥ ૩૦ ॥

આટે ચેતો મિત્ર ઉદયના ઉપાય કરવા, સત્વર સાવધ રહો ધર્મ પોતાનો ધરવા. સુંદર બ્રહ્મસમાજ સ્થાપવી ત્યાં સુખકારી, કુમક ઘટતી કરો ઉલટ ધરીને નર નારી. ॥ ૩૧ ॥

ભેગા મળીને ભ્રાત નાતમાં કરો સુધારો, પરસ્પરે પ્રતિનિધી ઐક્યતા હવે વધારો. સત્તાધારી શ્રેષ્ટ સ્વમ આચાર્યું જાશે. રહ્યું ન અમર કોઇ કાળ સર્વેને તેતો ખાશે. ॥ ૩૨ ॥

અલ્પ આયુમાં કરો વિજય કાંઈ કરો કરોરે, ન્યાતતણું હિત ચાહિ દયા દિલ ધરો ધરોરે સુખનાં સાધન શ્રેષ્ટ સાંત થૈ ભરો ભરોરે હૈયે ધરીને હર્શ કુધારા હરો હરોરે. ॥ ૩૩ ॥

સુખી થવા નિજ ન્યાત, પ્રતિનિધિ પ્રેમે ધારો, કસ તમ અકલતણો કસાવા આવ્યો વારો હૈયે ધરીને હર્ષ મનોરથ પુરણ કાડો, પણ તિમિર ને હરિ ધીમંત ધી સૂર્ય ઉગાડો ॥ ૩૪ ॥

કનક કલમથી લખો કનકની કલમ કલ્યાણી, માનો પ્રભૂનો પાડ યોગ આં આપ્યો જાણી. રૂઠેલી સારદા મનાવી સત્વર લાવો મતિનિ માંનો આણુ ધર્મ ધડ રહિજ બજાવો ॥ ૩૫ ॥

સંતતિ દે આશિશ વેદના વિરની વામે, ઇશ્વર રાજી રહે કીર્તી અમર શુભ કામે. વધે વિશ્વમાં વિજય સુજસ પ્રસરે સૌ ઠામે, એવા કૃત્ય આચરો વિનંતિ કરી મહાશુખ રામે. ॥ ૩૬ ॥

વસંત તીલકા  હે બ્રાહ્મણો તમ તણા સઘળા કુચાલો, દ્રષ્ટિ થકી નિરખિને તુચ્છ તેહ ટાળો; જેજે વિકાર વસીઆ નીજ ગ્નાતી માંહીં, ટાળો કુચાલ સઘળા શુભ બુધ્ધિ સાહી. ॥ ૧ ॥

સાષ્ટાંગ દંડવતથી ચરણે નમીને, ગ્નાતિ કુચાલ સઘળા કહું વર્ણવીને; માંગું ક્ષમા તમ થકી દ્વિજ પાહિ પાહિ, ટાળો કુચાલ સઘલા શુભ બુદ્ધિ સાહી. ॥ ૨ ॥

હું રંક આપ દ્વિજ સેવક એમ ભાંખું થાપો સુચાલ સઘળાં શુભ સ્વાદ ચાખું. જેજે કુચાલ નડતાં નિજ ગ્નાતિ માંહી, ટાળો કુચાલ સઘળા શુભ બુધ્ધ સાહી. ॥ ૨ ॥

સર્વે સુચાલ નિજ જ્ઞાતિ વિષે થવાને, આશા નિરંતર પરૂ ગુણુ રાખવાને. રાખો વિચાર ચિત્તમાં મુજ સુજ્ઞ ભાઈ, ટાળો કુચાલ સઘળા શુભ બુદ્ધિ સાહી ॥ ૪ ॥ ક-મુ-લ-વ્યાસ.

સંપ કરવા સારૂ ચેતવણી.

જ્ઞાતિના આગેવાનો રાજ્યમાન રાંજેશ્રીઓ મધ્યમ તથા કનિષ્ટ પંક્તિમાં રહેલા સર્વે ગૃહસ્થો ધ્યાનતો પહોચાડો; કે તમને કન્યાનો ટોટો કેમ પડેછે? લાંબો વિચાર કરતાં સાફ ખુલી રીતે માલમ પડેછેકે શ્રેષ્ટ પંક્તિમાં તમારી કંન્યાઓ જાયછે; અને તેમની આવતી નથી તેથીજ કન્યાનો ટોટો રહે છે. જુવો તમારામાંથી થોડા વર્ષમાં કેટલી કંન્યા ખેચાઈગઈ તે નીચલા દાખલા પરથી જણાશે.

ઊ. હરીરામની ૧ શુકલ હરી કૃશ્નનેત્યાં ૨જી. ભટ. દેવ-શંકરની ૧ ભટ નીત્યાં રામને ત્યાં ૩ જી ભટ. ભવાનીશંકરની. ૧ શુકલ પાલુને ત્યાં ૪ થી. ભટ. રેવાશંકરની ૧ શુકલ મુળશંકરને ત્યાં. ૫મી. દીક્ષિત જીણાભાઈની ૧ મહારાજના દૌહિત્ર જોષિને ત્યાં ૬ થી. દીક્ષિત જીવણરામની ૧ ઊ. કેશવરામને ત્યાં. ૭ મી ૮ મી. ૯ મી. પંડયા ગણપતરામની ૩ પંડ્યા. રવીશંકરને ત્યાં. મુળશંકર સુકલને ત્યાં તથા શુકલ પાધ્યાનેત્યા ૧૦ મી. પડયા ગણ પતરામની ૧ ઊ વલભરામને ત્યાં ૧૧ મી. બ્રહ્મા લલુંની ૧ સ્માતને ત્યાં. ૧૨. મી. વ્યાસ આત્મારામની ૧ વલભરામ પાધ્યાને ત્યાં. ૧૩ મી. વ્યાસ મંચ્છા રામની ૧ રામશંકર સુકલને ત્યાં. ૧૪ મી. ભટ શંભુરામની ૧

મોતિ શુકલને ત્યાં. ૧૫ મી ભટ. નારણશંકરની. ૧ મહા-શંકર મહારાજને ત્યાં ૧૬ મી. ભટ. નઉત્તમરામની ૧ ઘેલા વ્યાસને ત્યાં. ૧૭ મી. વ્યાસ વિશ્વનાથ શાસ્ત્રી ની. ૧૮-૧૯-૨૦ મી. શુકલપાધ્યા. વ્યાસ તથા મહારાજને ત્યાં. ૨૧ મી. ૨૨મી મેતાજી ગોવનરામની ૨. શુકલ તથા મહારાજને ત્યાં ભટ ઉતેમરામની ૨. ૨૩-૨૪ મી ત્રવાડી તથા શુકલને ત્યાં એ

પ્રમાણે જ્યારે તમે આસરે પચ્ચીશેક કંન્યા શ્રેષ્ટ પંક્તિમાં આપી ત્યારે તમે લીઆવ્યા કેટલી ? આપી તેમાં લાભ શું થયો ? તમે તમારા છોકરાઓને કેમ મેળવી, સ્વધર્મે. સાટાએ કે પયસાથી ? આ કંન્યા શ્રેષ્ટ પંક્તિમાં ન ગઇ હોય અને તે માંહો માંહ પરણી હતે તો કેટલા વર મંડાયા હતે ? ન આપી હોત તો શ્રેષ્ટમાં કેટલા વર કુવારા હોત ? આપવાથી કૂળ તરતું થયું, તે તરતુજ છે કે કંઈ પાર ઉતરયું ? આપવાથી. સ્વર્ગ ચાર આંગળ ઊંચું અને નર્ક એ આધળ નીચું રહયુ કે કઈ વધારે ઓછું ?

સુગ્ન ગ્નાતિ બંધુજનો ચેતો, ઉપર બતાવ્યા પ્રમાણે તમારી કંન્યાઓ ખેચાઈ જાયછે, અને છોકરાને પરણાવતાં પયસાની ખરાબી થાયછે; અને દ્રવ્ય હીન થવાથી અંતે વંસનો નાશ થાયછે. વારા ફરતી દરેકને એમ આફતો આવેથી નબળા પડી નાશ થશો, વાસ્તે રાંદેર વાસીની પઠેમ મિથ્યાભિમાનનો ત્યાગ કરી એક સંપથઈ બંદોબસ્ત કરો; કે કોઈએ શ્રેષ્ટ પંક્તિમાં કંન્યા આપવી નહીં. એ પ્રમાણે એક સંપથી વર્તશો તો તેમારો વિજય થશે. વાસ્તે હે વીરો ઉઠો અને સંપરૂપી શસ્ત્રનો ઉપયોગ કરો.

શાખી. પ્રથમ હોંસે પછી ઉધમ ખંતે, જુગતી સાથે જ્યાં ચાલે; સાહસ વધતાં જાય નિરંતર, ત્યાં જન સૌ સુખમાં મહાલે. ॥ ૧ ॥

સહુ ચલો જીતવા જંગ, બ્યુંઘલો વાગે; યા હોમ કરીને પડો ફતેછે આગે. ॥ ટેક. ॥ કેટલાંક કરમો વિષે, ઢીલ નવ ચાલે; શંકા ભય તો બહુ રોજ, હામને ખાલે; હજી સમય નથી આવીઓ; કહી દીન ગાળે; જન બહાનું કરે નવ સરે, અર્થ કો કાળે; ઝંપલાવવાથી સીધ્ધિ, જોઈ બળ લાગે; યા હોમ કરીને પડો ફતેહ છે આગે. ॥ ૧ ॥

સાહસે કર્યો પરશુયે, પુરો અરજુનને; તે પરશરામ પરસિધ્ધ રહયો નિજ વચને; સાહસે ઇંદ્રજીત શુર, હણ્યો લક્ષ્મણે; સાહસે વીર વિક્રમ, જગત સૌ ભણે; થઈ ગર્દ જંગમાં મર્દ હક્ક નિજ

માંગે; યા હોમ કરીને પડો ફતેછે આગે. ॥ ૨ ॥

સાહસે કોલંબસ ગયો, નવી દુનિઆમાં; સાહસે ને પોલ્યન બિડયો, યુરોપ આખામાં; સાહસે લ્યુથરતે, થયો, પોપની સાંમાં; સાહસે દેવું સ્કોટેરે, વાલ્યું જોતામાં; સાહસે શિકંદર નામ, અમર સહુ જગે; યા હોમ કરીને પડો ફતેછે આગે. ॥ ૩ ॥

સાહસે જ્ઞાતિના બંધ કાપી ઝટ નાંખો; સાહસે જાવો પરદેશ, બ્હીક નવ રાખો; સાહસે કરો વેપાર, ઝમે બહુ લાખો; સાહસે તજી પાખંડ, બ્રહ્મરશ ચાખો; સાહસે નગંદા દેશ, દુઃખ સહુ ભાગે; યાહો! મકરીને પડો ફતેહ છે આગે. ॥ ૪ ॥

સાહસે થાવો એકસંપ, સુતા નવ આપો; સાહસે કરો ઉપદેશ પુત્ર દુઃખ કાપો; સાહસે સાધો સઉ સ્વાર્થ રૂઢિ દુષ્ટ મુકી; સાહસે ધરો બહુ સ્નેહ, હિત નવ ચુકી; થઈ ઝટ સંપમા મર્દ લાજ સૌ ત્યાગે; યા હોમકરીને પડો ફતેછે આગે. ॥ ૫ ॥

દોહોરો. સંપે સુખ શાંતિ સદા, સંપ વિના સુખ દુર; સંપ સંપત્તિ દ્વિજ જન, તેથી ગૃહો જરૂર. अल्पानामपि वस्तुनां सहति कार्य साधिका ॥ तृणै गुणत्व मापनै र्बध्यं मत्तदन्तिनः ॥ અલ્પ વસ્તુની સહિત એટલે સંયોગ કાર્યની સિધ્ધિ કરે એવોછે. તૃણના એકઠા થયલા દોરડાથી મદોન્મત્ત હાથી બંધાયછે; વાસ્તે તેઓ જેમ તમને નીચ ગણી આપતાં નથી, તેમ તમે પણ સંપ કરી તેમને કદાપિ આપો નહીં. કારણકે

आहारे व्यवहारेच त्यक्त लज्जासुखी भवेत ॥

જમવામાં અને વ્યવહારમાં લાજ ત્યાગનાર સુખી થાયછે. માટે લાજ છોડી દેવી, અને પોતીકા વર્ગનેજ આપવી. કારણકે

आत्म वर्ग परित्यज्य पर वर्ग समाश्रयेत स्वयमेव लयं याति तथा राज्यम धर्मतः

જે પોતીકો વરગ છોડી બીજા વરગને આશ્રયે જાય, તે અ-

ધર્મ રાજ્યથી પોતેજ નાશ પામે. તમે એનું ભલુ કરોછો, તોપણ એતો ખળની માફક તમારો નાશજ કરેછે વાસ્તે આપવાની બંધી કરો અને એનો ત્યાગ કરો. किंताज्यं खल संगो ॥ ત્યાગવુ શું ? ખળનો સંગ.

खलानां कण्टकानांच द्विविधैव प्रति क्रिया ॥ उपानं मुखभंगो वा दूरतो वा विसर्जनम् ॥

ખળ અને કાંટાના બે ઉપાય છે જોડાથી મોઢું ભાંગવું; અગર દુરથી ત્યાગવા. એ કંઈ તમારા સ્નેહી નથી શત્રુછે. કારણકે कः शत्रुः दुःख करो ॥ શત્રુ કોણ ? દુઃખ કરનાર. કંન્યાઓ લઈ જાયછે, અને તમને આપતા નથી; જેથી તમને તોટા પડેછે, અને અંતે તમારો વંશ નાશ પામેછે. વાસ્તે કંઈ હિત વાકય સાંભળો. બહેરા થઈ બેશી ના રહો.

कोबधिरो ? यः शृणोति न हितानि

બહેરો કોણ? જે હિત વાકય સાંભળે નહીં તે. વાસ્તે સાંભળો અને દીનતાનો ત્યાગ કરો.

मार्दवानैव गणयेद धारयेन्नाति मार्दवम

દીનતાથી કોઈ સ્થાને ગણુતી થતી નથી, વાસ્તે અતિ કોમળ તા રાખવી નહીં એ જેમ વર્તે, તેમજ તમારે એમની સાથે વર્તવું કારણકે .

यस्मिन्यथा वर्तते यो मनुष्य स्तास्मिन्स्तथा वर्तितव्यं सधर्मः ॥ मायाचारो मायया वर्तितव्यंः साध्वाचारोः साधुना प्रत्युपेयः ॥

જેને વિષે જે મનુષ્ય જેવી રીતે વર્તે, તેણે તે મનુષ્ય પ્રત્યે તેવી રીતે વર્તવું એ ધર્મ છે; માટે કપટી સાથે કપટથી અને સરળ સાથે સરળતાથી વર્તવું વાસ્તે સંપ કરો કે કોઈએ ન્યાતમાં કંન્યા દેવી નહીં. જુવો સંપના ફાયદા.

स्फुरन्तं मापि नामेंद्रं भक्षयंति पिपीलिकाः ।

સંપથી ફુંફાડા મારતાં નાગને કીડીઓ ખાઈ જાયછે. વાસ્તે .ાયલા થઈ બેશી નાર હો.

यः पलाय सजीवति. ॥

આ મુર્ખ વચન દુર કરો, અને જાગ્રુત થાવો.

तेजो यस्य विराजते हि बलवान ॥

વાસ્તે તમારા તેજ અને બળને દાખવો, તથા તેનો ઉપ- યોગ કરો. તમો સંપ કરવા જશો એટલે મુર્ખ લોકો નિંદાતો કરશે. કારણ કે.

अति रमणीये कार्ये पिशुनोऽन्वेषयति दुषणान्येव ॥
अति रमणीये वपुषि ब्रण मिवाहि मक्षिकानि करः ॥

જેમ અતિ સુંદર શરીરમા માંખોનો સમુદાય વ્રણને ગોતે છે, તેમ અતિ રમણીય કાર્યમાં તેના કર્તાનો ઉતસાહ તોડવાને દુર્જન દોશજ ખોળેછે. વાસ્તે એ તમને નિંદશે પણ

कुचेष्टा पामून प्रतिष्टा वाढत माहीं.

પ્રથમ એ શ્રેષ્ટ પંક્તિમાં સાટા તીખલાં તથા કંન્યા વિક્રય થવા માંડયો, તેનું જોઈનેજ તમારા વોકોએ પણ કરવા માંડયો કારણ કે.

यथा राजा तथा प्रजा.

પ્રથમતો એ લોકોને હઠાવવામાં તથા તમારામાં સંપ વધાર- વામાં દુઃખ તો ખમવું પડશે, પણ અંતે જય થશે; અને રાંદેર- વાસી માફક તમારો વિજય ધ્વજ ફરકશે; અને કીર્ત્તી અમર થતાંની સાથે સ્વાર્થ અને પરમાર્થ બન્ને સંપાદન કરશો. વાસ્તે એ કાર્ય સાધવામાં પડતું દુઃખ બીલુકુલ મનમાં ગણોજ નહીં કારણ કે.

मनस्वी कार्यार्थी न गणयति दुःखं न च सुखं ॥

કાર્ય સાધનારે સુખ દુઃખ ગણવું નહીં કારણ કે.

यतदग्रे विषमिव परिणामे ऽमृतोपमम्॥

આરંભમાં વિષ સમાન પણ અંતે તેનું ફળ અમૃત તુલ્ય થાય છે. વાસ્તે સંપ રૂપી કાર્યનો આરંભ કરો; અને તેનો ખંત થી પાર આણો.

आरम्यतेन खलु विघ्न भयेन नीचैः. प्रारम्य विघ्न विहता विरमान्ति मध्याः ॥ विघ्नः पुनः पुनः रपि प्रति हन्य मान्याः प्रारम्य उत्तम जना न परित्यजन्ति॥

નીચ પુરૂષો ભયથી કંઇ કાર્ય આરંભતાજ નથી. મધ્યમ પુરૂષો કામ આરંભી ભયથી છોડી દેછે, પણ ઉત્તમ પુરૂષો વિઘ્ન વારંવાર આવતાં પણ છોડતા નથી; અને અંતે પાર પાડે છે. માટે વિઘ્ન તો પડશે પણ છોડવું નહીં. વાસ્તે હે બંધુઓ સાહસથી ધૈર્ય રાખીને બુધ્ધિ શકિત અને પરાક્રમથી સંપ થવાને ઉદ્યમ કરો. કહયું છે કે

उद्यमः साहसं धैर्यं बुद्धिः शक्तिः पराक्रमः । षडेते यत्र वर्तते तत्रदेवः सहायकृत ॥

ઉદ્યમ શૌર્ય ધૈર્ય બુધ્ધ શકિત તથા પરાક્રમ એછ જયાં હોય ત્યાં દેવ સહાયકારી થાય છે.

यथा यथाहि पुरुष कल्याणे कुरुते मनः ॥ तथा तथास्य सर्वार्थाः सित्ध्यंते नात्रस्संशयः ॥

જેમ જેમ પુરૂષ કલ્યાણ કરવામાં મન લગાડતો જાય, તેમ તેમ તેનાં મનોરથ સીધ્ધ થતાં જાયછે; એ નિઃસંદેહ છે.

न देवा दंद मादाय रक्षंति पशुपालवत ॥ येन रंक्षितु मिच्छंति बुध्दया संनिभजंतित ॥

ગોવાળ પઠેમ દેવો લાકડીથી રક્ષણુ કરતાં નથી, પણ સારી બુધ્ધિ આપે છે. વાસ્તે આળસ રૂપી નિદ્રાનો ત્યાગ કરો. કહ્યુ છે કે.

जार्गीत कोवा सदसद्विवेकी ॥

સત્યા સત્યનો વિવેક કરી ચાલનાર ઊંધમાં પણુ જાગતો છે. અરે ભાઈ ઘણી વખતં બોલો છો પણુ કરતાં કેમ નથી.

मुख मस्तिति वक्तव्यं दश हस्ता हरितांकिं ॥

અર્થાત મુખ છે તો બોલવામાં શી હાનિ? પણુ જેમ બોલવુ તેમજ વર્તવું જોઇએ. કારણુ કે.

मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनाम. ॥

સજનોના મંનમાં તેજ વાણીમાં અને કરવામાં એકજ હોય છે.

यथाचिंत तथा वाचो यथा वाच स्तथा क्रिया॥ चित्ते वाचि क्रियायांच साधूनामेक रुपता ॥

જેવું ચીત્ત તેવી વાણી, જેવી વાણી તેવીજ ક્રિયા; એ રીતે ચિત્ત વાણી તથા ક્રીયાને વિષે સત્ય પુરૂષની એક રૂપતા હોય છે. વાસ્તે સ્વધર્મ પ્રમાણે ચિત્ત વાણી તથા ક્રિયાથી ચોકસ બંદોબસ્ત કરી સંપ કરો, અને તે પ્રમાણે વરતો. જે તમારૂ કલ્યાણુ કરે, તેનુંજ કલ્યાણ કરવા તત્તપર રહો; અને પ્રાણાન્ત પર્યંત પણ સંપ છોડો નહીં તો સર્વનું કલ્યાણ થાયજ. ઘણા પુરૂષોના એક સંપ થઈ એકડા કરવાનો વિચાર છે. પણ કેટલાકો પોતીકું કામ થયુ કે ખસી જાયછે; તેથી લોકોને ભરોશો રહેતો નથી. કારણુ કે તેઓ દાખલા લે છે કે ફલાણાનું થયું તેમજ આપણું થશે, વાસ્તે પાકા બદોબસ્ત

શિવાય એવા ખોટા સંપના મોઢાના આડંબરમાં ફસી પડવું નંહિ.

એવોજ એક સંપનોઆડંબર પરાના પક્ષમાં થયલો સંભળાય છે. જેમાં સાંભળવામાં આવેછે કે, પરાના પક્ષના બેચાર અધ્યારૂં તથા દીક્ષત તથા જોશી અને વ્યાસ બ્રહ્મા વેગેરે એ એકડા કીધાછે કે શ્રેષ્ટંપંકિતમાંતથા સહેરના પક્ષના મધ્યમ કનીષ્ટ પંકતીમાં બીલકુલ કંન્યા દેવી નંહી. તેવોની લીઆવવી, પણ આ સંપ કહેવા ધોરણે થયોછે તે તથા તેમાં કોણ કોણ રહેલા છે એ બરાબર ચોકસ જણાંતું નથી કોઈ બંદોબસ્ત થયો કહેછે ને કોઈના કહેછે. તેઓ પણ સામું બોલતા નથી પણ એટલું ચોકસ રીતે જણાય છે કે. મણીભઠે બાલુ તથા લલુ બ્રહ્માએ મંચ્છારામ વ્યાસ ઈચ્છાશંકર અધ્યારુ તથા રેવા શંકર ભટ વગેરે એ હાલ જે જે કંન્યા પરણાવી તે માહો માહે પરાનાજ પક્ષના આશામીને આપીછે. વાસ્તે શહેરના પક્ષના મધ્યમે તથા કનિષ્ટ પંકિતએ આ તરફ આટલું ધ્યાન પોહોચાડ વાની જરૂર છે કે પરાના પક્ષમાં કોઈને ત્યાં કોઈ પણ રીતના પાકા બંદોબસ્ત શીવાય કન્યા આપવી નંહી અને જો શેહેરના પક્ષના આપર લક્ષ નહી લેશે તો બે તરફથી એટલે શ્રેષ્ટનો તથા પરાના પક્ષનો માર ખાશે. અને છેક રખડી મરશે. કારણકે સંપ અને એકડા કરવાનું આ ડોળજ જણાતું નથી. રાંદેર વાસીઓએ જે એકડા કીધા હતા તેતો જેઘેર કોઈજ ઊતરતું નંહી હતું તેજ ઘેર આગેવાનો તથા શ્રેષ્ટ આંપતાં હતા. અને મેદાનમાં બધા દુશ્મનો દેખતાં વાત થતી હતી. અને આતો કંઈ ઘરને ખુણે છળ પ્રપંચ યુક્ત ધોરણ વગરની તથા જેમ ખુનીઆદી પચ્ચીશ વર્ષે પણ કન્યાને બદલે કંન્યા આપી સાટું ત્રીખલુ ચોખલું અગર પાંચ દશ મળીને પણ બંદોબસ્ત બંધ બેશાડે છે તેવો ઈંદ્ર જાળનો ખેલ જણાય છે. વાસ્તે બહુ ચેતવણી

રાખજો ફસી પડતાંના. યોગ્ય બંદોબસ્તપર આવે તો એના શાથે બેસવામાં વાંધો નથી. પણ છળમાં ફસવું નંહી. ને હિમત રાખી થોડા તો થોડા પણ રાંદેર વાસીની સાથે ભેગા થવું. પણ એને કંન્યાને પેટે કંન્યા લીધાવગર દ્રવ્ય વગેરેની લાલ; ચથી કદાપી કંન્યા દેવી નંહી. અને લાલચુએ બહાર ગામથી દ્રવ્ય લેવું સાટું વગેરે કરવું. તેમાં હરકત ગણવી નંહી જો

શહેર માંથી પચ્ચીસ ઘરનો સારો જથ્થો બહાર ગામ જવા વીચાર કરે તો પ્રથમ બેચાર પુરૂષો બહાર ગામ આપવાને તૈયાર છે. પણ પ્રથમ યોગ્ય બંદોબસ્ત પર આવવું જોઈએ. એમાં કઈ આબરૂ જાય એમ સમઝતાંના કારણકે એ કામ કંઈ ચોરી છીનાળી કરવાનું નથી. જેને જેમ પરવડે તેમ કરે અને એ સંબંધી કઈ ન્યાતનો ઠરાવ પણ નથી કે જે બહાર ગામ સાથે વહીવટ કરે તે ગુન્હેગાર થાય. પરા વાળાઓ પોતે શ્રેષ્ટ અને શહેર વાળાને નીચ વીચારેછે પણ શહેર કરતાં પરામાં કંન્યા વિક્રાઇ ઘણુાજ છે. વળી શહેર જો પરાના આડંબરમાં ફસાય નહીં તો પરાનું ટકું ચાલવું મુશીબત શમઝવું. દરેક સમજુએ કંન્યાને બદલે કંન્યા લીધા વગર જ્યાં લગણ ન્યાતનું ધોરણ સુધરયું નથી ત્યાં લગણુ કદાપી આપવી નહીં. પોતાને કંન્યાની જરૂર નહીં હોય તો ગમે તે સગાને વર પણ માંડી આપવો. અને તેની પાસે કબુલાત કરાવી લેવી જે તેનાથી ફસાય નહીં. દ્રવ્યની લાલચથી પરામાં કંન્યા ફેકી દેછે એ બહુ હાની કારકછે. કારણકે તમને ફસાવી તે ભલા બનેછે ને સારા કહેવાય છે. દરેક માણુસે આટલી વાત તો ધ્યાનમાં લેવાની જરૂર છે કે જ્યાં લગણુ હું ફલાણા કરતાં આટલો ઉચો ને ફલાણો આટલો નીચો એવું મિથ્યાભિમાન છુટે નહીં ત્યાં લગણુ કોઈ દીવશ સંપ થાય નહી. અને જ્યાં લગણ સંપ થાય નહીં ત્યાં લગણુ દરેક માણુસને હાની થતિ અટકે નહીં. કારણકે કનિષ્ટનું ભક્ષ થયા પછી મધ્યમ અને મધ્યમનું થયા પછી શ્રેષ્ટનું ભક્ષકાળ કરી જશે. પણ જો સંપી

થશો તો સામટા મળી ખોટા કહેવાતા ભાલાની જગોપર ખરા ભલા કહેવાશો.

એતો એમ કહેતાં આવેલા છે કે તમો હમારે ત્યાં ઉતરો તમારા છોકરાનું કરશું; પણ પોતિકા છોકરાનું થયું એટલે પોતે શ્રેષ્ટ પંક્તિમાં આબરૂ કમાવાની લાલચે આપેછે ને પોતે ભલા કહેવાયછે. પણ એ ભલા કહેતા માત્ર નાજ છે, કારણકે જ્યારે પાછી કંન્યા જોઈએચ ત્યારે તો વીટમણાજ પડેછે; આપી દેવાથી કંઈ કુળ ઊંચું થઈ જતું નથી.

અને આપી દેવાથી કુળ ઉંચું થાય છે. એમ સમઝનારને તથા મધ્યમ અગર કનિષ્ટ પંક્તિમાં જેઓ બીલકુલ ઉતરતા નથી તેમને પણ બિલકુલ્લે કંન્યા દેવી નહીં. તેમને તો સાફ ખુલ્લી રીતે કહેવું કે જ્યાં તમે આપી હોય તેની લેવો હમારે ત્યાં તમને મિથ્યાભિમાનીને તથા હમારા વંશનો ક્ષય કરીને તમને કંન્યા આપવાની નથી. એ પ્રમાણે જ્યારે એ લોકોને આપતાં અટકશો એટલે સેજેજ એ તમને પુછતાં આવશે અને પોતાના છોકરાને રહેવા દઈ કુલીનને આપવા જશે નહીં. એ મધ્યમ પંક્તિ વાળા તથા કનિષ્ટ પંકિતમાંથી શ્રીમંતાઈના દોરમાં આવીજવાથી શ્રેષ્ટને આપી દેવા વાળા જે અભિમાન ધરાવેછે તે તદન ખોટું છે. કારણ કે તેમના સાટા ત્રીખલા કન્યા વીક્રય તથા અધર્મ રૂપી કીધેલા કૃત્યો જો કોઈ જાણકાર પુરૂષ બહાર પાડે તો સારૂ ખુલ્લી રીતે તેઓની મોટાઈ કુલિનતા તથા અભિમાન માલમ પડે. એમાં ઘણાજ બહાર ગામથી ગમે તેમ લાવેલા તથા મહામહે નતે દ્રવ્ય આપીને અગર સાટે પરણેલા તથાં કંન્યા વીક્રઈ જણાયછે. પણ ખોટા મિથ્યાભિમાનનો આડંબર રાખી સંપ કરવામાં અડચણો લાવેછે તથા ગરીબોના વંશનો ક્ષય કરેછે. અને અંતે પોતાપર આફત આવી પડવાથી પોતે પણ નાશ પામેછે. જ્યારે એમને કંન્યા જોઈએચ ત્યારે એમની કુલીનતા જણાઈ આવેછે. અને ગર્વ જતો રહેછે. વળી પાછી કાળું ધોળું

કરતાં કંન્યા મળી કે મેરનો મણકો થઈ બેશતાં વાર લાગતી નથી વાસ્તે એવા નેપણ સમજુંએ દ્રવ્યની લાલચથી કદાપિ કંન્યા દેવી નહીં.

જ્યારે જોઈએ ત્યારે તો જર અગર કંન્યાના સાટાથીજ તેમને કંન્યા મળેછે. વાસ્તે હે પ્રિયબંધુઓ સંપકરવા ઉઠો અને ચેતો મારા વચન તમને કડવા ઝેર જેવા લાગશે; તેની ક્ષમા કરી તમો સાંભળશો એવી આશા છે કારણકે.

सुलभाः पुरुषा राजन् सततं प्रिय वादिनः ॥ अप्रिय स्यतु पथ्यस्य वक्ता श्रोताच्च दुर्लभः

હે રાજન નિરંતર પ્રિય બોલનાર મનુષ્ય સુલભ છે, પણ અપ્રિય એવું હિત વાકય કહેનાર તેમજ તે સાંભળનાર પણ દુરલભ છે. વળી પારકાને કંઈ બતાવવું અને પોતે કંઈ કરવું એવો છળ પ્રપંચ છોડી દેવો.

परोपदेश वेलायां शिष्टाः सर्वे भवंतिवै ॥ विस्मरंतिहि शिष्टत्वं स्वकार्ये समुपस्थिते

પારકાને ઉપદેશ દેવા ટાંણે બધા શ્રેષ્ટ થાયછે, પણ પોતાના કાર્યે ટાંણે શ્રેષ્ટ પણું ભલી જાયછે. વાસ્તે તેમના કરો જેવો ઉપદેશ તે-મજ ચાલો તો ઠીક.

परोपदेशे पांडित्यं सर्वेषां सुकरं नृणाम ॥ धर्मेस्वीय मनुष्टानां कस्यचित्तु महात्तनः ॥

બધાએ પારકાને ઉપદેશ દેવામાં પાડિત્ય કરવું સહેલું છે, પણ પોતે સદા ચરણે વરતવું એતો કોઈ મહાજનમાંજ હોયછે. વાસ્તે પ્રથમ સંપ કરી એક મંડલ બાંધો, અને તેમાં બંધારણના ધર્મ પ્રમાણે ન્યાય સત્યતા અને ધર્મ પ્રમાણે વર્તો.

नसासभायत्रनसंति वृद्धा वृद्धा नयेतेन वदंति धर्मं ॥

धर्मः सभा यत्र न सत्यमास्ति सत्यं न तद्यच्छले ना भ्युपेतम ॥

જેમાં વૃધ્ધ ન હોય તે સભા નહીં, જે ન્યાય વાક્ય ન બોલે તે વૃધ્ધ નહીં, અને જે છળે કરી યુક્ત હોય તે સત્ય નહીં અને જેમાં સત્ય નહીં તે ધર્મ નહીં. પણ પ્રથમ એ મંડલનું ધોરણ પાકે પાયે રજીસ્ટાર દસ્તાવેજથી થવું જોઈએ; તેમાં ધારાઓ અને તે ધારાને તોડનાર પર દંડ ઠેરવવો, અને તે દંડ વસુલ કરવાને યોગ્ય નિયમ અગર રસ્તો થવો જોઈએ તો બધાથી ન્યાયથી વર્તી શકાય. કોઈ ધારો તોડેજ નહીં; અને કદાપિ તોડે તો શિક્ષાપાત્ર થવાથી ગુન્હેગાર ફુરચે ફુરચા થઈજાય; જેથી બીજા સખસો તેવો ગુન્હો કરવાને સ્વપ્ને પણ હિમત કરે નહીં કારણકે.

सर्वो दंड जितो लोको दुर्लभोहिशुचिनरः ॥ दंडस्यहि भयात्सर्व जगत् भोगाय कल्पते ॥

શિક્ષાથી સર્વ જન નિયમમાં રહેછે, કેમકે કેવળ નિરપરાધી મનુષ્ય મળી આવવો કઠિણછે; દંડના ભય થીજ સર્વ જગત ભોગ ભોગવા સમર્થ થાયછે. પણ જેવો આડા ચાલે, તેનાં ન્યાયમાં પક્ષાપક્ષી કરવી નહીં; ન્યાયથીજ વર્તવું અને ઠેરવેલો દંડ લેવોજ કારણ કે.

पिता चार्यः सुहृन्माता भार्या पुत्रः पुरोहितः ॥ नादंड्यो नाम राज्ञोस्थि यः स्वधर्मेन तिष्टति ॥

પીતા, ગુરૂ, મિત્ર, માતા, સ્ત્રી, પુત્ર તથા પુરોહિત એમાંથીપણ જે સ્વધર્મમાં ન રહે તેને અર્થાત અન્યાયથી વર્તે તેને રાજાએ શિક્ષા કરવા ઘટેછે. સંપ અને ન્યાયથી ખુનીઆદિઓ તથા અન્યાયીઓ બન્ને પાછા હઠશે કારણકે.

मधुरैः कोपमायाति तिक्तके नैव शाम्यति ॥

દુરજન મધુરથી કોપે ને કડવાથી શમેછે. સંપ કરવામાં બ-

ધાના સ્વાર્થ સમાયલાછે, તેથી બધા દાખલ થશે, કારણકે स्वार्थस्तु सर्वप्रियः ॥ સ્વાર્થ સર્વને પ્રિયછે. અને દહાપણ પણ એજ ભાસેછે કારણકે स्वार्थभ्रष्टोहि मुर्खता ॥ સ્વાર્થનો નાશ કરવો એજ મુરખ્પત્વ છે.

कुटुंब रक्षणार्थेषु यतूनवान्न भवेच्चयः ॥ तस्य सर्व गुणैः किन्तु जीवनैव मृतश्चसः

જે કુટુંબના રક્ષણમાં યત્નવાન નથી. તેમાં સર્વ ગુણ હોય તેથી શું ? તે જીવતોજ મુવો સમજવો.

न कुदुम्ब भृतं येन नाशिता: शात्रवोऽपिन ॥ स्वार्थ सं रक्षितं नैव तस्य किं जीविते न वै ?

જેણે કુટુંબનું પોષણ કીધું નહીં, જેણે શત્રુનો નાશ કીધો નહીં, જેણે સ્વાર્થનું રક્ષણ કીધું નહીં, તેના જીવવાથી શું? વાસ્તે ભાઇઓ સ્વાર્થ છોડો નહીં. જુવો વૈશેષિક દર્શનાન્હિક.

यदो भ्युदयनिः श्रेयससिद्धिः सधर्मः

જેનાંથી ઉદય તથા કલ્યાણ થાય તેજ ધર્મ. જુવો આપસ્તંબ ધર્મ શુત્ર.

यंत्वार्याः क्रियमाणं पशंसंति स धर्मोयं गर्हते सोऽधर्मः

જે આચરણને આર્ય પુરૂષો વખાણે તે ધર્મ અને જેને નિંદે તે અધર્મ કહેવાયછે. જુવો વનપર્વ.

आरंभो न्याय युक्तोयः साहि धर्म ईति स्मृताः ॥

જે કાર્ય આરંભથીજ ન્યાયયુક્ત હોય તેજ ધર્મ. ભાઇઓ જુવો, તમે છોકરાંને પરણાવી ઘેર આવો, ત્યારે વેવાઈ અને તેના પુત્રને આશીરવાદ દેશો કે તમારે ઘેર ધનધાન્ય પશુ પુત્ર પૌત્ર વગેરે પ્રાપ્ત થાવો; અને તે તેમને મળે એવા જે ઉપાયો હોય તે તો તમો બંધ કરો ત્યારે તમારા જેવા દુષ્ટ કોણ?

मुखमेराम; बगलमे छुरि

એમજ થાયછે. વાસ્તે ઐકયતા કરો અને જે તમારૂં કલ્યાણ કરે તેનું કલ્યાણ કરવા કદી ચુકતું નહીં. ખરા મિત્ર અતે સગાનું લક્ષણ એજ છે. જુવો. કવિત. ખુશામત કરે ખાન પાન ખવરાવે ખુબ, સત્તા ધન આપે પણ કર્મ જો ન ઠારા છે; આવે એવા મિત્ર થવા હું એ મિત્રતા ન ચાહું, પાસે બેસું તોય મારા મનમાં અકારાછે, શુધ્ધ દિલથકી રાખે સર્વમાં સમાન પ્રિતી, દુઃખસહી ન્યાતતણું હિત કરનારાછે; કહે નીલકંઠ મને બોલાવે ન કદિતોય, એ નરોને માનું હું કે સત્ય મિત્ર મારાછે. ॥ ૧ ॥

અડચણ અંગને કરવા સારૂ આવે કોઈ, તહાં હાથ લઠ લઈ ઝટ અટકાવેછે; તન મન કહે કે ન કહે પણ આપોઆપ, ઉઠી ઉંચો થઇ સર્વ અંગને બચાવેછે; આદરી ઉદ્યોગ નાના અંગોનું પોષણ કરે, તોય અભિમાની કદિ ન અકળાવેછે; કહેનીલકંઠ એહ રીત ભાળો સગાંતણી, સ્વાભાવિક સુખ કારી સર્વેને નીભાવેછે. ૨

વાસ્તે હે ભાઇઓ વિચારથી પોતિકા પારકા શોધી કાઢી મુર્ખતા અને મિથ્યાભિમાન દુર કરો.

દોહોરા. બાંધવથી આગળો રહે, મનમાં રાખી ખાર; દૂર સગામાં જઈ મળે, મુરખનો સરદાર. ॥ ૧ ॥

મિત્ર થકી મનમાં કપટ, સ્વાર્થવિષે હુશિયાર; દુશ્મનને હેતે મળે, મુરખનો સરદાર. ॥ ૨ ॥

સદ્‌ગુણના સમૂહ અળગા કરી, દુરગુણને ગણનાર; સમઝાવ્યો સમઝે નહીં, મુરખનો સરદાર. ॥ ૩ ॥

શિક્ષા સાચી કો કહે, શ્રવણ નહીં ધરનાર; ઉલટી હાંસી તે કરે, મુરખનો સરદાર. ॥ ૪ ॥

સંપ કુટુંબી વર્ગમાં, હોય કદિ તલભાર; તેનેપણ તોડે નકી, મુરખનો સરદાર ॥ ૫ ॥

હે મિત્રો વિચારપૂર્વક સંપથી પક્ષ બાંધો સહાયતા વગર કંઈજ થતું નથી.

असहाय समर्थोऽपि सीदत्येकोनिराश्रयः ॥ अनर्घ्यमपि माणिक्यं हेमाश्रय मपेक्षते ॥

સહાય વિનાનો સમર્થ પણ આશ્રય વિના દુઃખી થાય છે, અમુલ્ય માણેકને પણ સોનાનો આશ્રય જોઈએ છે.

उत्तुंग शैल शिखरे स्थित पाद पस्य: काक कृशोपि फलमा लभते सपक्षः ॥ सिंहो बली गज विदारण दारुणो ऽपि सीदत्यहो तरुतले खलु पक्ष हीनः ॥

જોઉં ઝાડ પહાડ ઉંચ્ય શિખરે મીઠાં ફળોથી ઝુમ્યું જે પાંખે યુત હોઈ કાગ નબળો ચોંચે ઉડીને ચુંબ્યું. ॥ ર ॥ આબાળક સિંહનો ગજ ઘણો ઉન્મત્ત ઝુઝારતો, ઝંખો ઝબ્બ અહો ઉભો તરૂ તળે પાંખો વિના ઝુરતો ॥ વાસ્તે સંપ કરવામાં તથા એકપણા કરવામાં હવે આળસનો ત્યાગ કરો.

आलस्यंहि मनुष्याणां शरीरस्थो महारिपुः ॥ नास्त्युद्यम समो बंधुः कृत्वायं नाव सीदति. ॥

મનુષ્યમાં આળશ મોટો શત્રુ છે, અને ઉદ્યમ બંધું છે; જે કરવાથી મનુષ્ય દુઃખી થતો નથી. સંપથી ખેચાઈ જતી કંન્યા અટકશે તો કંન્યા વિક્રયનો રિવાજ ધીરે ધીરે નાશ પામશે, જેથી આગળ જતાં ઉંચ્ય પંક્તિમાં ગણના થશે.

સંપથી પૂર્વની સ્થીતીએ આવો.

महा तपः क्लेश समार्जितंयत् पुरा ह्युदीच्यै र्ऋषिरेव-नाम ॥ काल प्रवाहेण समंप्रयाति महणंतुधीराः सुतरांप्रयत्नैः॥

પુર્વે ઉદિચ્ય બ્રાહ્મણોએ ઋષિએ પ્રકારનું જે નામ મોટા તપના પ્રયાસથી સંપાદન કરેલું છે તે નામ કાળના પ્રવાહ સાથે ચાલ્યું જાય છે માટે હે ધીર પુરૂષો તેમે અત્યંત પ્રયત્નથી ઝાલી રાખો.

औदिच्या ऋषय सर्वे नच मोढा नच नागराः ॥

પૂર્વે જે રવિયો થયાછે તે બધા ઓદિચ્ય જ હતા. મોઢ નાગર હતા નહીં વાસ્તે ઋષિ પદ કદાપિ છોડો નહીં.

कर्मणोत्तम नीचत्वं कालतस्तु भवेद्गुणैः ॥

મનુષ્ય કર્મ થકી તથા ગુણ થકી કાળે કરી ઉંચ્ય નિચ્ય પણાને પ્રાપ્ત થાયછે. તમારા માંયલાકો એવા પણ મળી આવેછે કે જેઓએ બીલકુલ કંન્યા વિક્રય અગર સાટાં તીખલાં કીધા નથી. પણ કંન્યાંનો ટાટો પડેલો હોયછે; અને કંન્યાના પઈસા ભરી લાવેલા તથા વંશક્ષય કીધેલો હોયછે; તે ઓએ પણ આ સંપમાં દાખલ થવું જોઈએ. તેઓએ એમ ધારવાંનુ કંઈ કારણ નથી, કે આ કંન્યા વિક્રય સમુદાયમાં જવાથી આપણે કંન્યા વિ-ક્રયી થશું. કારણકે

क्षुत्क्षामोपि जरा कृशोपि शिथिल प्रायोपि कष्टांदशा मापन्नोपि विपन्न दीधितिरपि प्राणेषु गच्छत्स्वपि ॥ मत्ते भेंद्र विभिन्न कुंभ दलन ग्रासैक बद्धस्पृहः किं जीर्णं तृण मत्ती मानमहता मग्रेसरः केसरी ॥

ભૂખ્યો હોય અને જરાથી કૃશ થૈ શિથીલ તે કાંપશે, આપત્તિ નડતાંજ તેજ ક્ષીણ થૈ કાયા તજી ચાલશે; તોએ જે શુર હસ્તી કુંભસ્થળનું ખાનારછે માંશ તે, ખાશે કેશરી કેમ જીર્ણ તૃણને મૂકી મહત્તા છતે ॥ ૧ ॥

વાસ્તે જેને કંન્યાનું દ્રવ્ય હરામછે તે કદાપિ લેશે નહી, પણ ઉલટાં લેનારને મફત મળશે તો ઈશ્વરે ભલું કિધું સમજી પોતે કંન્યા વિક્રય કરવો ત્યાગશે. વળી કંન્યાનો વધાનો થવાથી સાટા તીખલાં અગર કંન્યા વિક્રય નો ચાલ અટકતાં ધીરે ધીરે તદન નીકળી જશે; અને મફત મળશે એટલે પૈસા ખાનારને પૈસા આપી કોણ લેવા જશે ? વાસ્તે સંપ કરી ઉપદેશ કરો પછી માને તેની ખુશી.

यस्यनास्ति स्वयं प्रज्ञा शास्त्रं तस्य करोति किम् ॥ लोचनाभ्यां विहिनस्य दर्पणम् किं करिष्यति ॥

જેને પોતાની બુધ્ધિ નથી તેને ઉપદેશ શું કરી શકે? કેમકે આંધળાને આરશી વડે શુ?

अपि पौरुष मादेयं शास्त्रं चेदुक्ति बोधकं ॥ अन्यत्वार्ष मपिताज्यं भाव्यं न्यायैक सेविना ॥

અપક્ષપાતિ મનુષ્યે યુક્તિ બોધક શાસ્ત્ર સાધારણ પુરૂષે રચેલુ હોય તથાપિ સ્વીકારવું; પણ યુક્તિ વિનાનું ઋષિએ કહેલુ હોય તોપણ ત્યાગ કરવું.

युक्ति युक्त मुपादेयं वचनं बालकादपि ॥ अन्य तृण मिवत्याज्यं अप्युक्तं परमेष्टिना ॥

કેમકે યુક્તો યુક્ત વચન બાળકથી પણ ગૃહણ કરવા લાયકછે; ને યુક્તિ વિનાનું કદિ પ્રજાપતિએ કહયું હોય તોપણ તૃણપેઠે ત્યાગ કરવા લાયક છે.

योऽस्मत्तातस्य कूपोऽयमिति कौपं पिवेत्ययः ॥ त्यत्वा-गांमं पुरस्थंतं कोऽनुशास्त्यति रागिणाम् ॥

એમ છતાં પણ જે આ મારા બાપનો કુવો છે એવા હટથી પાસે રહેનુું ગંગાનું મીઠું જળ મુકી કુવાનું ખારૂં જળ પીયે તેવ અતિ રાગીને કોણ ઉપદેશ કરે. સંપથી ઐકયતા કરનાર યોગ્ય વચન સાંભળી મિથ્યાભિમાન ત્યાગ કરો, અને યોગ્ય બંદોબસ્ત કરો.

गुणवद गुणवद्वा कुर्वता कार्य मादौ । परिणति रवधा-र्या यत्नतः पंडितेन ॥ अतिरभसकृत्तानां कर्मणा मावि पत्ते । भवति हृदयदाहि शल्यतुल्यो विपाक ॥

ગુણવાલું કે ગુણ વિનાનું કામ કરવું તે પહેલાં પંડિતે પ્રયત્નથી

તેના ફળનો નિશ્ચય કરવો. કારણકે વિચાર્યા વગર જે કાર્ય થાયછે તેનું ફળ મરણ સુધી શલ્યના સરખું હૃદયને દાહ કરનાર થાયછે.

अप्रशस्तानि कार्याणि यो मोहादनु तिष्टति सतेषां विपर्यभ्रंशाद भ्रश्यते जीवितादपि

જે મોહથી નિંદા કરવા યોગ્ય કામ કરેછે, તે કામનાં વિપરીત પણાના દોષવડે જીવીતથી પણ ભ્રષ્ટ થાયછે.

कर्मणांतु प्रशस्ताना मनुष्टानां सुखावह ॥ तेषामेवाननुष्टानं पश्चाताप करं मतं.

જે કારય વખાણવા યોગ્ય છે, તે કરવાથી સુખ થાયછે; જો તેવા વખાણવા યોગ્ય કાર્ય નથી થતા તો તેથી પશ્ચાતાપ થાયછે.

दिवसे नैव तत्कार्यं येन रात्रौ सुखं वसेत अष्टौमासेन तत्कार्यं येन वर्षं सुखं वसेत् ॥ पूर्वे वयसीतत्कुर्याद्येनवृद्धः सुखं वसेत यावत जीवेन तत्कुर्याद्येनामुत्रसुखंवसेत ॥

દિવસે એવું કરવું જેણે રાત્રે સુખે સુવાય, આઠ માસ એવું કરવું જે ચોમાસું સુખે જાય; જુવાનીમાં એવું કરવું જે વૃદ્ધાવસ્તા સુખે જાય, જીવતાં એવું કામ કરવું જે પર લોકમાં સુખે વસાય. વાસ્તે સંપ કરી યોગ્યતાથી વરતવું જેથી આ દુનિઆમાં સુખી થવાય અને તમારી કીર્ત્તી અમર થાય. તમો એ લોકોને કંન્યા આપી હોય તે કંન્યાપણ તેના ધણીના મતને મળતી થઇ. તમારા વંશનો નાશજ ઇચ્છે છે. કારણકે.

याद्रग्गुणेन भर्तास्त्रि संयुच्येत यथा विधि ॥ ताद्रग्गुणा सा भवति समुद्रेणवनिम्नगा

સમુદ્રમાં જોડાયેલી નદીની પેઠે સ્ત્રી જેવા ગુણ વાળા પતીની સાથે વિધિ પુરવોક્ત જોડાય તેવા ગુણ વાલી થાયછે.

स्त्रीणांहि साह पर्याद्भवति चेतांसी भर्तृसद्रसानि ॥ मधुरापिहि मूर्छयते विषविटपि समाश्रितावल्ली ॥

જેમ વિષ વૃક્ષનો આશ્રય કરેલી વેલ મધુર હોય તો પણ વિષ રૂપ થાયછે, તેમ સ્ત્રીયોના ચિત્તપણ ભર્તાનાં સહવાસથી તેના સરખાં થાયછે. વાસ્તે એમને આપવામાં કોઈ પણ રીતનો ફાયદો નથી. વળી એ લોકો તમારી સાથે ઘણાજ ઉન્મત્ત રીતે ચાલેછે. વખતે તો કહેછે કે ઘોડાની સારવણી પાણી છાંટીને લીધી. મારો સોનાનો અંગુઠો એના કથીરના કપાળમાં ક્યાંથી. વખને તો અરધાવવા બાબત તથા જમવા બાબત બેઠવા બાબત વગેરે ઘણીજ તકરાર કરેછે; ને વરી કહેછેકે ભાઈ નઠારા તે નઠારા એ લોકોની કંન્યા લેવી નહીં; કુળની પણ કુતરી સારી પણ ન કુળની પુતળી ખરાબ. આ બધું મિથ્યાકુળાભિમાનથી બોલેછે એટલું એજ પણ કંન્યાઓ તો પટાવી ફોસલાવી ને લઈ જાયછે; પછી મોટા શિધ્ધ થઈ બેસેછે; પહેલાંથી નહીં. પણ ભાઈ એમાં ભુલ તમારી એટલે કરવું શું. તમો સંપ કરી આપની બંધકરોને લેવા આવનારને ચોખ્ખી ધસીને ના પાડો; અને જ્યારે તે રખડે ત્યારે પછી બધો ગર્વ ભુલી જશે. વાસ્તે એકજ વાતકે કદી કંન્યા આપવી નહીં. પછી જુવો રંગ શું થાયછે વારૂવાસ્તે ભાઈઓ ન્યાતીનું ભલું કરવા ઉઠો. જુવો.

सहस्त्र ब्राह्मणै स्तुल्य एक स्वज्ञात उच्यते ॥ ब्राह्मण स्वर्ण तुल्यस्यात् स्वज्ञातश्च तुषोमतः पुष्णीत स्वजनं दीनं सहायःस्याद्विपत्तिषु ॥ कर्मणा मनसा वाचा ध्यायेत स्वजन मंगलम् ॥

એક ન્યાતિનો હજાર બ્રાહ્મણ તુલ્ય છે બ્રાહ્મણ સુવર્ણ સમાન છે તો પણ પોતીકી ન્યાતના બ્રાહ્મણ આગળ બીજો બ્રાહ્મણ

દોતરાં સમાન છે ગરીબ ન્યાતીલાનું પોષણ કરવું તથા વિપત્તિમાં સહાય થવું; તેમજ કર્મ મન અને વાણીથી તેમનું હિત ઈચ્છવું

वाधवन्तु विषीदन्तंयः स्थापयति बांधवः शिवलिंग सहस्त्रस्य प्रतिष्टा तस्य जायते ॥ अप्यकार्य शतं यस्तु ज्ञात्यर्थे कुरुतेजनः ॥ नसः दोषेणलिप्त्यस्यात् सखीद्वयन संशयः ॥

ન્યાતિનાં દુખી જનોને સુખના સાધનો સોધી સુખી કરેછે, તે એક હજાર શિવલિંગનો સ્થાપનાર છે. હે સખીઓ આ બાત નિઃસંદેહ છે કે ન્યાતિલાઓ માટે સો અપકાર્ય કરવાં પડે તો પણ દોષ લાગતો નથી. વાસ્તે મિત્રો કોઈને છળ પ્રપંચ કરીને છેતર પીંડીના કરો. તમારૂં કલ્યાણ કરનારનું તમો કલ્યાણ કરતાં નથી, અને તેને વિશ્વાસ ધાત કરોછે એજ તમને નડેછે.

विस्वास प्रति बंधामां येच विस्वास घातकः ॥ ते नरा नर के यांति यावत् चंद्र दिवाकरौ ॥ सेतु बंधे नर स्नात्वा गंगा सागर संगमे ॥ ब्रह्माहा मुच्यते पापात मित्र द्रोहिन मुच्यते ॥ मेरोर्न पर्वताद्द भार अभाराः सप्त सागराः एक एव महान्मार अस्ती विश्वास घातिनाः ॥

વિશ્વાસ આપી જે વિશ્વાસ ધાત કરેછે, તે સુર્ય ચંદ્રાંત સુધી નર્ક ભોગવેછે. સેતુ બંધ તથા ગંગા સાગર નાં સંગમે સ્નાન કરે તેથી બ્રહ્મ હત્યા નાશ થાય પણ મિત્રદ્રોહિ વિશ્વાસ ધાતના પાપથી છુટતો નથી. પૃથ્વીને મેરૂ પરવતનો તથા સાત સાગરનો ભાર લાગતો નથી; પણ એક વિશ્વાસ ઘાતી મનુસ્યનો ઘણોજ ભાર લાગેછે. વાસ્તે મિથ્યા કુલાભિમાન તથા દંભ છોડી હૃદય થવા સંપથી એકયતા કરી ન્યાય પ્રમાણે વર્તો તો બધાનું કલ્યાણ થશે, અનિતિ દુર થશે, દુઃખનો ત્યાગ થશે અને અંતે ધર્મ અર્થ કામ અને મોક્ષ ચારે પુરૂષાર્થ શિધ્ધ કરશો. કારણકે

**यान्तिन्याय प्रवर्तस्य तिर्यंग चोपि सहाय ताम् ॥ अपं थानं तु गच्छतं सोदारोपि विमुंचति ॥**

જે મનુષ્ય ન્યાયથી ચાલેછે તેને પશૂ પક્ષી પણ સહાય કરેછે, અને જે અન્યાયથી ચાલે તેને સગો ભાઈ પણ તજી દે છે. જો ન્યાયથી ચાલશો તો કોઇ પણ દિવચ સંપમાં ભંગ થશેજ નહીં.

રાંદેરવાસીએ સંપથી એકડા કીધા તેની તરફ પુર્ણ લક્ષ દઇને જુવો. સઉ ધરો કાર્ય આ હાથ, ન્યાતને કાજે; કરો સંપ ધરી સંગાથ, સગાની લાજે. ॥ એકડે ચોરાના વિપ્ર, થયાં ઝટ સુખી; એકડે રાંદેરી લોક, ચોરે થયા મુખ્ખી; એકડે બ્રાહ્મણુની પોત, દાખવી ખાસી; એકડે શ્રેષ્ટનો ગર્વ, કઢાવ્યો ઠાંસી; એકડે દુઃખી સૌ લોક, સુખમાં રાજે; સૌ ધરોકાર્ય આ હાથ, ન્યાતને કાજે ॥ ૧ ॥

કુ વાકય સાંભળી વૈદ્ય, ઉઠયા ઝટ દોડી; દુઃખીઆરી જોઇ ન્યાત; દીધા સૌ જોડી; ફરી વળ્યા સૌ ગામ, દુઃખી બહુ ભારી; આપી ધીરજ હામ, સંપ કરવાને સારી; એક બીજાને સાહેકરો કંન્યાની આજે; સૌ ધરો કાર્ય આહાથ, ન્યાતને કાજે ॥ ૨ ॥

ગરીબને દુઃખ હતુંજ, કંન્યાનું ભારી; કંન્યા સારૂ બહુ,લોક રડંતા જારી; શ્રેષ્ટ પંકિતના જનો, લઇ જતાં ગર્વે; મિથ્યા મોટાઈ માન ધરે લોક સર્વે; બતાવ્યો ખોટા ડોળ , કુલીન કરી પ્રાજે; સૌ ધરો કાર્ય આ હાથ ન્યાતને કાજે. ॥ ૩ ॥

એકડાની કરનાર, પહેલ જે ભાઈ; ખાતાં ગાળને માર, મૂર્ખ દુખ દાઈ; આજે વખાણુ કરેચ, ગાળ દેનારાં; કીધી ન્યાતને સુખી, વિપ્ર બહુ સારા; તેના કૃત્ય સુખદાઇ, કહે સૌ આજે સૌ ધરો કાર્ય આ હાથ, ન્યાતને કાજે. ॥ ૪ ॥

કંન્યા મુળ સહસ્ત્ર, થકી પણ ઝાઝો; આપો લો કરો પાપ, કયાં કુમાને રાજો; વીના કામે ખેંચાય, તેતો અટકાવો, કયાં ન આપે કુલીન, પેરે પુછાવો; શું કુલીનના કૃત્ય, શ્રેષ્ટમાં અજે; સૌ ધરો

કાર્ય આ હાથ, ન્યાતને કાજે ॥ ૫ ॥

સૌ શુરતના ભુદેવ, યશોજે સંપી; કરશો કાર્ય શુરભેર, એ-શશો જંપી; વારા ફરતી વંશવૃક્ષ, ગુમાવોં ઝાઝા નથી ધરતાં સં-પશાન, વીચારી માંઝા; કરેછે ઘણોજ અન્યાય, કુલીનો આજે; સૌ ધરો કાર્ય આ હાથ ન્યાતને કાજે ॥ ૬ ॥

સંપથી ચોરાના વાશી, થયા સૌ શુરો કુશંપ થકી હજી બાઇ, દુઃખમાં ઝુરો; શંપથી રાંદેરનીવાસી, થ[illegible] વિખ્યાતિ; દ્વેષ સુર ખાઇ મોટમે, કરોછોઘાતી; ઐકયતા ક[illegible] ધરી શુર, દુઃખ સૌ ભાંજે; સૌ ધરો કાર્ય આ હાથ, ન્યાતને કાજે. ॥ ૭ ॥

જતી અટકશે ભ્રષ્ટમાં, જ્યારે એ બાઇ વધશે કંન્યા દ્રવ્યવંશ જરૂરજ હાંઇ; મુળ ધટે પાપ કુચાલ, વિક્રય સાટાનો; પામશે ગુણ વિખ્યાત સંપે ખાટચાનો; દેખી કર્મ ધર્મ સુસ્નેહ, કરે [illegible] કાજે; સૌ ધરો કાર્ય આ હાથ ન્યાતને કાજે ॥ ૮ ॥

શંપ ધરી લઈમાન, ગો લોકે એહાં; ગામઠી કરતાં સુરતી, ક્યાં પડોજ હેઠાં; શંપ ધરી કરી કામ અહીં તહીં મહાલો; મિથ્યા ગર્વ નાકરો, ગા[illegible]ડે ભાળો; કરો [illegible] [illegible]રીને કેર, કીધેલાં કાજે; સૌ ધરો કાર્ય [illegible] ન્યાતને કાજે ॥ ૯ ॥

પ્રથમચે[illegible] શેહેરમાં હેતા; પાલવાડો રાજના ગામ, વળી બહુંજેત્યાં; [illegible] માનમાં માને; શંપી સુરતનાહેજ કદી કંન્યા[illegible] તે મનાં આજે; સૌધરો કાર્ય આ હાથ, [illegible]. ॥ ૧૦ ॥

તે દીથી [illegible], સુરતમાં ભ્રારી; ખોયા વંશને દ્રવ્ય, વધ્યો કેરકારી; કનિષ્ટ ખાઇને દ્રવ્ય, મધ્યમને આપે; જઈ મધ્યમો કંન્યાય. ભ્રષ્ટમાંથાપે; કનિષ્ટ થયાં હવેનાશ, વંશકરી પ્રાજે, સૌ ધરો કાર્ય આહાથ ન્યાતને કાજે. ॥ ૧૧ ॥

નથી સમઝતાં મધ્ય, હજી કંઈ વાતે; કુશંપ થકીજ જરૂર, હવે થશે ઘાતે; માટે ચેતી મિત્ર, સંપ કરો ધરવાં; શોધોં ફરીને ઉપાય, સૌ ગ્રહી બનવાં આપે જે કંન્યાય, તેમનાં કરવા ધાજે; સૌ ધરો કાર્ય આ હાથ, ન્યાતને કાજે. ॥ ૧૨ ॥

સંપ કુલીનનોજુવો, મન્નવીચારી; સગા કરે અન્યાય મુકેન વીસારી; સાટા વિક્રય કરે પણ કૂલીનો સારા; કદી ન કરો અન્યાય, તમે નહીં પ્યારા; એમોટો અન્યાય, સંપથી છાજે; સૌ ધરો કાર્ય આ હાથ, ન્યાતને કાજે. ॥ ૧૩ ॥

સૌ એક બીજાને સાહે, કુલીનો કરેછે; તે રીત પ્રમાણેજ જુવો, દેવાની મનેછે; સાટા વિના નહીં દેવી, શ્રેષ્ટને ભાઈ; આપવી માંહો માંહે પોતામાં ધાઈ; વધે મધ્ય ઘટે શ્રેષ્ટ, સંપને રાજે; સૌ ધરો કાર્યઆ હાથ, ન્યાતને કાજે ॥ ૧૪ ॥

પ્રતિ વર્ષ પાંચ કે સાત, કુલીનમાં જાએ; મધ્ય જનોની ઘાત, તેટલી થાએ; માટે ચેતવળી લઈ, સંપમાં ભળવું; સ્વાર્થ અને પરમાર્થ, જરૂરજ કરવું; સાધી સંપનું કાર્ય, સ્નેહરસ પાજે; સૌ ધરોકાર્ય આ હાથ ન્યાતને કાજે. ॥ ૧૫ ॥

કુન્ડલીઆ. ॥ ખીલે કમળ મુખ ભાષણના, ઉન્નતિ સુણી કાન; અધીક અધીક ઉત્સાહમાં, ધરે મહાગુણવાન; ધરે મહા ગુણવાન, મુછ પર તાલ દઈને; અંગ ઉમંગ ન માંય, લડે શુરો થડી દઈને; કે દ્વિજ ચંપકરાંમ, પળે કાયર મુખ વિહલે; શુરવીર રાતો ચોળ, રૂંવાટી જે શુણી ખીલે. ॥ ૧ ॥

હિંસે જે નર જોઈને, સભા મહી રણુસ્તંભ; ચડે ખેચી હિતપક્ષ ઝટ, કરતાં નહીં વિલંબ; કરતાં નહીં વિલંબ, ગર્વ શત્રુનો ટાલે; ફેલાવતો સંપ સાર, ઘણા શત્રુમાં મહાલે; કે દ્વિજ પંચકરામ, હણે રિપુમત રીસે; બીહે નહીં તલભાર, દેખી રણ શુરો હિંસે; ॥ ૨ ॥

દેખી ટોળા મૃગતણાં; ડરે નહીં મૃગરાજ; પટકારી પુછ પાથરો, ઉછળે કરી અવાજ; ઉછળે કરી અવાજ, ઠેકતો દોડે બાકાં; પાડોદે ભંગાણ રાખી નીજ બળનો ફાંકો; કે દ્વિજ ચંપકરામ, તેમ શુરવીર સુલેખી; છુપે નહીં ઘરમાંય, શ્રેષ્ટનું બહુ બળ દેખી. ॥ ૩ ॥

ગાજે ધન વન ગાજ્જો, દીએ ન ઠેકી ફાળ; શાર્દુલ તેને જાણવો

છે નિશ્ચે શિયાળ; છે નિશ્ચે શિયાળ, ચિન્હ ખોટું ધરનારો; ધિઃક ધિ;ક અવતાર, નામને લજાવનારો! કહે દ્વિજ ચંપકરામ, ખરે તે કાયરવાજે; શંપોન્નતિ શુણતાં શુર, હાક દઇ જો નવ ગાજે ॥ ૪॥

નાસે ભયથી ત્યાગીને ઉન્નતિ જે ભુદેવ; કાયર તેને જાણવો નહીં ખરો દ્વિજ કહેવ, નહીં ખરોદ્વિજ કહેવ વેગળા સમઝી રહીએઃ એવા મુખ્ખીને નીત્ય કૂળકલંકી કહીએ; કે દ્વિજ ચંપકરામ, તેન જુજે સંપ ચાસે; ધિઃક પડો અવતાર, શુણી ડર પાછો નાસે ॥ ૫ ॥

વજન તુટે વેરી છુટે, ચાલે ગાળીમાર; બાથોબાથ કેદી લડે, વહે ચક્ષુ નીરધાર; વહે ચક્ષુ નીરધાર, વગોવે સામી નાતી; કરે વિજય થઈ ગાંઢ, બચાવે પક્ષી માટી; કે દ્વિજ ચંપકરામ દેખી તે ન ડરે સામાં; વધે વીરને જોર, ભાષણો શુણીને રાહમાં ॥ ૬ ॥

શુરા નર નીજ પ્રાણની, ધરેન ભીતી કાય; ધસે મોખરે મલપતાં દુષ્ટની ગાળો ખાય; દુષ્ટની ગાળો ખાય, વાટ જ્યાં ત્યાં જઈ પાડે બહું બળી આનો સાથ, ભેદીને કાર્ય ઉપાડે, કે દ્વિજ ચંપકરામ કરે કુસંપના ચુરા; વીંધીં કુલીનનું નીર કીર્તી એહોરે નર પુરા ॥ ૭ ॥

વહાલી કીરતી જેહને, નીજ જીવથી વીશેક; દારા સુત ધર ત્યાગીને, રાખે તે નીજ ટેક; રાખે તે નીજ ટેક, મરે કયાં મારે વેરી; ભરે ન પાછો પાય, બંગડી બાહે પહેરી; કે દ્વિજ ચંપકરામ વદે વીર દાવ નીહાળી; ધન્ય ધન તેની માત, લાજ રાખે શુખાલી; ॥ ૮ ॥

વહેરી વેરી કાળજાં, પામે રૂડી જીત; અવીચળ કીરતી લોકમાં રાખે રાચી નીત; રાખે રાચી નીત હીજડો થઇ નવ હારે; મરતાં શુધી વીર ધણી કુરીત સંહારે; કે દ્વિજ ચંપકરામ, ખરોતે મનનો ઝેરી; મેળવી લોકે નામ, મરે રીપુછાતી વહેરી;॥૯॥

ખરો પટેલ તેને કહું, જેનું ન્યાતમાં ધ્યાન; કરે મનોરથ ન્યાતીના, રાત દીન એ તાન; રાત દીન એ તાન, રહે ખીલ્યો ને

ખીલ્યો; નાતીનો સરદાર, કરે બહુ કારજ દીલ્યો; ખાય નકેથી થાપ, નીપુણ વીવાદે પુરો; નમે ન કદી તલભાર, છળ પ્રપંચે શુરો. ॥ ૧૦ ॥

બાજી રમતાં મિત્રસુ, મનોરથ ઉપજે આમ; કયારે રમીને ગરીબના, કરીએ રૂડા કામ; કરીએ રૂડા કામ, ખેંચી મમત ચળકતી; ઘુંમતાં ચારે પાસ, રહે ખળ જાત ધધણુતી; જીતે ન્યાતની માંહે, સંપ કુધારા બાજી; કુસંપ કરે ચકચુર, જીતે ઉન્નતની બાજી ॥ ૧૧ ॥

જાણે ઐકયતા કારણે, બાંધેછે હથીયાર; હલકારો તે વેસમે, છળી કરે પોકાર છળી કરે પોકાર, મિત્રને ઊંધુ સમઝાવે; બાંધીલે બધી ન્યાત, કરે પછી નીજને ફાવે; તે શુણી ચંપકરામ, રૂધીર ઉકળે તે તાંણે; કરે ગરજના ઘોર, અભય દે સોને જાણે; ॥ ૧૨॥

જુસ્સામાં હુકમ કરે સંપ ધરે સૌ યાર; બોલાવે સૌ સ્નેહીને, ઐક્ય ધરે નીરધાર; ઐક્ય કરે નીરધાર, ન્યાય અદલથી પ્રીતે; નીજ પક્ષે કરે નામ, સંપી સુધરમે જીતે; કાએરનું નથી કામ, બાથ ભીડવી અરી સાંમાં; રે: રે: ચંપકરામ, રહે શુરો જુસ્સામાં ॥ ૧૩ ॥

સગા સ્નેહી સાથે મળી, નિશ્ચય કરવો એક; છોકરી દેવી બંધ કરી, ચડીએ ધરી વીવેક; ચડીએ ધરી વીવેક, ટેક કુલીનનો કાડી; શારદુલ બકરામાંય, તેમ શ્રેષ્ટ દળને પાડી; કયારે અવસર એહ દેખું મધ્યમને ગમતો; કરે ઐક્ય પ્રસ્થાન, છોડી કુમતનો દમતો. ॥ ૧૪ ॥

વ્યાપે અષ્ટાંગે બધે, ઐકયાનંદ અપાર; ચિત્રવિચિત્ર વિચારમાં, લાગે સુવુંનસાર; લાગે સુવુન સાર અંગમાં ઉમંગ ભારે; થાય ચિત્તમાં એમ, ઐકય ઉગે કેવારે; ઓ દ્વિજ ચંપકરામ, ઈશજોએ દીન આપે; ધ્રુજે બધા ત્રિશકાર, ભારીભય અરી મન વ્યાપે. ॥ ૧૫ ॥

મધ્ય કનિષ્ટ સૌ ઉઠીને, ધરેજ સત્વર ધ્યાન; શમાજ ભરી સૌ વિપ્રની ઐકય સંપ લઈ તાન; ઐકય સંપ લઈ તાન, બધુ જન સાથે જમીએ; કરીએ પછીમુખવાસ, પડતું સૌ દુઃખ ઉચરીએ. એવે ચંપકરામ થાય વાતો સૌ સંપની; થાય અનુકુલ ઈશ, સુજે મમત સૌજંપની. ॥ ૧૬ ॥

સ્નેહી અતિ આનંદમાં અંગ ચડાવે શુર; રાગા સંભારી સાથમાં, આપે રૂડું નુર; આપે રૂડુંનુર; કોડમાં કમર બાંધું; અંગ ઉમંગ ન માંય, અરે કયારે જશ સાંધુ; કયારે એવી આશ, પ્રભુજી પુરે તમારી; મેળવજો જશ વીર; ઐકય નીતીને ધારી. ૧૭

ન્યાતી વળી આલંબીકે, સુરવીર મારા ધીર; રૂડું નામ વધારજો, ચડી સંપનેતીર; ચડી સંપને તીર, પાછી પહાની નવ કરતાં; વધારજો વળી લાજ, મારી શત્રું અડસડતાં; તજશોનાં અભિમાન, ધીરજ અંતરમાં ધારી; એવાં મધુરાં વચન, કહી શુર ચડાવે ભારી. ॥ ૧૮ ॥

શત્રુ સામા ઠરવું તે, છે વીરનરનું કામ કાયર દુરપલાયછે, મુક મનની હામ; મુકી મનની હામ, માન હાથે ગુમાવે લજવે તે નીજી કુળ, હીંજડો ધ્રુજતો આવે; કે દ્વિજ પંચકરામ, કરો બીજું ન એવડું; છે તમમાં મુંજ પ્રાણ, વિજય કરજો જીતીશત્રું ॥ ૧૯ ॥

ઝાબોન કરશો સાથને, પ્રસી શ્રેષ્ટજન માંય; લોક નર કહેવાડજો પ્રાક્રમ કરી સંપ માંય; પ્રાક્રમ કરો સંપમાંય, ઝીલજોધા છાતીએ; જશોન શત્રું શર્ણું, સ્વાર્થ મુકી ભીતિએ; કે દ્વિજ ચંપકરામ, નમે સૌ એવું ભાંખી; સત્વર સાધો સ્વાર્થ, કીરતી કરી રીપુની ઝાંખી; ॥ ૨૦ ॥

બોલી કવિત વીર રશતણાં, કવી ચડાવે શુંર; વીરનર પ્રાક્રમ શુણીને, થાય પુરા ચકચુર; થાય પુરા ચકચુર અતિઉલટ મન આવે; અભીમાન અંકુર, ખીલી અંતર હરખાવે; કરે હોંસની ત એમ, કામના આ મુજ બહોળી; કયારે પુરીથાય, દીએ એ વાણી બોલી. ॥ ૨૧ ॥

દાખે ક્યારે સંપ એ, કૃપા કરી શ્રીરામ; મનોર્થ પુરે એકચના, વધેજ લોકે નામ, ગર્વ વધેજ લોકે નામ મિથ્યા સૌ તોડે; દગા ખોરના દગા, ખોટી કાઢે સૌ જોડે; જેથી ચંપકરામ, સુખસગાસૌ ચાખે; એવો સારો વખત, પ્રભુજી ક્યારે દાખે. ॥ ૨૨ ॥
ક્યારે દેખીશ દીનએ, સંપ ઐ કયતા માંય; તારે ઉડે શ્રેષ્ટો તણાં કલંક ઉઘાડા થાય; કલંક ઉઘાડા થાય, બાયલા બીને નાશે; ઉછળે ઉન્નતિ વ્યોમ, અતિ નિર્ભયથૈઆશે; પાકુ, બહુ ભંગાણ, શ્રેષ્ટ દળ ખળતાં મુકે; કેની ચંપકરામ, હોંસ ખરી સંપે ઝુકે. ॥ ૨૩ ॥

સંપ કરી પાછા ફરો, જ્યારે હસ્તે મુખ; જાણુ ત્યારે ગરીબ જણ, વધાવી માને સુખ; વધાવી માને સુખ, માન મુગટ પહેરાવે મંગળ સઘળે થાય, કરે ઉજરણી ભાવે; રે: રે: ચંપકરામ, મળે એ ક્યારે મિતિ; હરખે હઈએ સ્વજન, સુધારા કીધા જીતિ ॥૨૪
આપે શિરપાવો ઘણા, વિરમન કરે પ્રફુલ્લીત; માન વધારે તે તણી વખાણ કરે અકળીત; વખાણ કરે અકળીત, હોંસ તે તણી વધારે; ચાલે રૂડી ચાલ, દ્વિજસૌ સંપે ભારે; કે દ્વિજ પંચકરામ ઉલટ મન સંપે સ્થાપે, ઈચ્છા પુરે ઈશ, મતી સૌને એ આપે. ॥ ૨૫ ॥

સ્કંદ પુરાણમા કહયા પ્રમાણે શાંડેલી ગોત્રના પાંધાઓની ઉત્પત્તી.

रामौवाच ॥ कानातिकश्च धर्मेच कस्थाने चैव वासनम्॥ कथयध्वंच संस्थाप्यं कारणं तस्य विद्यते ॥ कैवर्तकाऊचुः॥ ज्ञातिंप्रच्छासि हे रामज्ञातिः कैवर्तकीतिच ॥ रेवातिरेक्रतो वासो व्याधधर्म विशारदा ॥ तेषां पृष्टिकुलं श्रुत्वा पवि-त्रमकरोत्तदा ॥ ब्रह्मण्यंच ततो दत्वा सर्व विद्या सुलक्षणम् ॥ स्कंदौ वाच ॥ किंगोत्रंचकथं जाताकिंनामगृहणाद्दपि ॥

कथयस्व महादेव सर्वमेवयथास्थितं ॥ शिवो वाच ॥ शांडिल्यंचैव मांडव्यं देवराजः सुदर्शनः ॥ एवंऋषिभिः प्रोक्तानि गोत्राणि मदनुगृहात् ॥ संवत्सरे महानिचा ब्रह्महत्यां करोतिच ॥ सर्व कर्म बहिश्चैव सर्व धर्म बहिष्कृतः ॥ सर्वे तेनगराद बाह्यास्तेषां स्पर्शं नकारयेत् ॥ श्राद्धेवा मौंजीकर्मे वा मांगल्ये वा सु कर्मसु ॥ आगताः पाद्यपोविप्राः कार्य नाशो न संषय ॥ वर्जयेत् सर्व कार्येषु सर्व धर्म विवर्जिताः॥ चांडालाब्राह्मणाश्चैव नग्राह्यंतस्यवै जलं ॥ यस्यदेव्याकृतोयज्ञः सर्वत्रविजयप्रदः ॥ सादेवीत्थंब्रविद्विप्रान् सर्वसिध्धिददामिवः प्रत्यहंदीयतेमांच ब्राह्मणश्च सुलक्षणः ॥ विशेषंचैव जामाता ह्यथवा भगिनी सुतः ॥

स्कंद पुराणमां रामने ब्राह्मण जोईतां हता ते न मळवाथी रेवा तीरे फरवा नीकळ्या त्यां केटलाकने जोईने राम कहेछे. हे भाईओ तमारी जातीधर्म आने रहेठाण क्यांछे ते कहो,. मारे कांम छे. ॥ त्यारे मांछीओ कहेछे के, हेराम अमे मच्छीमार मांच्छीनी जात छीए, रेवा तीरे रहीए छीए, ने मांछलां मारवा मां हुशीयार छीए ॥ तेओना साठ कुळ सांभळी रांमे तेमने पवित्र कर्यां, तेमने ब्राह्मण पणुं सर्व विद्या कुशळ सुलक्षण सहीत आप्युं आ उपरथी स्कंदे शीवने पुच्छ्युं के, हे शीवजी एमनुं गोत्र नाम वगेरे शुं तेकहो. त्यारे शीवजी बोल्याके; तेओ शांडिल्य, मांडिव्य, देवराज अने सुदर्शन गोत्र पाम्यां ॥ सर्व कर्मथी छोडी दीघेलां एवा सर्व धर्मथी छेडावेला महानीच तेओ वर्षे ब्रह्महत्या करेछे. तेओ सर्व नगरथी बहारछे तेओने अडकवुं नहीं एमनी अटक पाधाछे. जोए पाधा श्राद्धमां जनोई मांवाकोई मांगल्य अथवा सुकर्म मां आवेतो कार्य नाश थाय एमां कंइ शंशय

નથી. તે માટે તેઓને સર્વ ધર્મથી છુટેલાં જાણી સર્વ કાર્યમાં લેવા નહીં એ ચાંડાલવત હોવાથી તેમનું જળ પણ લેવું નહીં ॥ એવો દેવીનો યજ્ઞ કીધાથી સર્વત્ર વીજય પદ પામ્યા છે. દેવીએ શાંડેલી ગોત્રના. પાધા બ્રાહ્મણને કહ્યુંજે હું તમને સર્વ સિદ્ધિ આપુછું તમો પ્રતિવર્ષે શલક્ષણો બ્રાહ્મણ તેમાં વીશે શેકરીને જમાઈ અગર ભાણેજ બળીમાં આપજો. એ પ્રમાણે કથા છે. શુરતમાં એ શ્રેષ્ટ પંક્તિમાં કેમ દાખલ થયાં તે તથા બીજે કોઈ સ્થલે એ શાંડેલી પાધા શ્રેષ્ટ પંક્તિમાં છે એમ જણાતું નથી.

શ્રેષ્ટ કુળ તથા વર વિષે.

कुनानामाकरोनास्ति ह्यकुलानांच भारत ॥ विद्यया तपसा वापि धनेना धार्यतेकुलं ॥

અર્જુન કુળની કંઈ ખાણ નથી પણ કુળ છેતે વિદ્યા તપ અને ધનથી થાયછે.

कुलानि समुपेतानि गोत्रीः पुरुषतोर्थतः ॥ कुलसंख्यान गच्छंति [illegible]नेर्हीनानिवृत्ततः ॥

જે કુટુંબમા ઢોર દ્રવ્યાદિ શમ્રધ્ધિ છે, પણ તે કુટુંબ સદાચરણ હિન છે; તો તેની કુળમાં ગણુના થતિ નથી,

अनिज्ययाकुविवाहै वेदस्योत्सादनेनच ॥ कुलान्य कुलतां यान्ति [illegible]स्याति क्रमेणच ॥

જે કુળમાં યજ્ઞ પૂજાર્ચન અથવા દેવને નામે દાન થતું નથી તથા અઘટિત વિવાહ થતાંજ હોય, સદાચરણનું ઉલંઘન થતું હોય તો તે કુળનું કુળીન પણું જતું રહેછે. કેમ સ્માર્ત સાન્ડેલી અને શુકલ બ્રાહ્મણ કુલીન ને બાકીનાંઅકુલીન. એ કેવી રીતે તે કોઈ દર્શાવશો? એ બધાને વિષે વિદ્યા તપ ધન અને રણુવગરના, યજ્ઞ પુજા અને દાન કરનારા. કદાપિ અઘટીત વિવાહ નહીં કરનારા એટલે સાટા ત્રીખલાં કંન્યા વિક્રય આપેલી કંન્યા બધીજ સુખ

ગુણ રૂપના કજોડા વગરની, ચોરી જારી વ્યસન અન્યાય વગેરે થી દુર સદાચરણે ચાલવા વાલાજ છે કેમ વારૂ? અને આમ શાસ્ત્ર પ્રમાણે વિચાર કરીને તથા કુળ વરની પરીક્ષા કરીનેજ. તમો કંન્યા આપોછો કેમ વારૂં ? એ લોકો અધરમ કરે તો પણ એમનું કુળીન પણું જાયજ નહીં; અને બીજા ન્યાયથી વરતનારા. વિદ્યા તપ અને ધન પ્રાપ્ત કરનારા થાય તથા કદાપિ અયોગ્ય વિવાહ કરે નહીં તોપણ તે કુલીન થાયજ નહીં કેમ ?

પણ નાના એતો ભુલ ખાધી આ યુગનું મહાત્મ તો બીલકુલ જોયુજ નહીં. જુવો. તે વીચાર કરીએ.

न्याति बाह्य धन याचन धीरा तद्गृहे प्रथम भोजने वीरा ॥ स्नानदान जप कर्म विहिना ते भवंति कलिकाल कुलिना ॥ १ ॥

ન્યાત બહારનું દ્રવ્ય ધૈર્યથી યાચના કરી લેવા વાળા, ન્યાત બહારને ઘેર પ્રથમ ભોજન કરવામાં ડાહ્યા, સ્નાન દાન જપ કર્મ વગેરેનો ત્યાગ કરનારા જે પુરુષો હોય તે કલીયુગમાં કુલીન થાય અગર કહેવાય. વાસ્તે હાલ કહેવાતા કુલીન વાજબી જછે.

કયા કુળ સારાછે એ મારે કુહેવાની જરૂરનથી તે તમારેજ તમારી જાતે મન સંગાથે તેમના અંગ બળ વિદ્યા શૌર્ય પરાક્રમ. કર્મ ધર્મ ન્યાય દ્રવ્ય સ્થીતિ હુનર વગેરે પરથી તપાસી લેવાની જરૂર છે.

नजार जातस्य ललाट श्रृंगं कुलप्रसूतस्य न पाद पद्मम । यदा यदा मुंचति वाक्य वाणं तदा तदाजाति कुलप्रमाणम् ॥

જારથી જમેન્લાને કપાલમાં શીંગડું નથી. ને કુળથી જન્મેલાને પગે પદ્મ નથી. પણ વાક્ય રૂપી બાણથી તેના ગુણ કર્મ સ્વભાવ વગેરેની તપાસ કરતાં જાતી કુળનું પ્રમાણ થાયછે. એટલે જણાય કયુ કુળ ઊંચુંને કયું નીચુંછે

धर्मचर्यया जघन्योवर्णः पूर्वं पूर्वं वर्णमा पद्यते जाति परिवृत्तौ ॥ अधर्म चर्यया पूर्वो वर्णो जघन्यं जघन्यं वर्ण मा पद्यते जाति परि वृत्तौ ॥

જાતિ બદલવામાં હલકો વર્ણ પણ ધરમાચરણે કરી પોતાથી ઉત્તમ ઉત્તમ વર્ણ પણાને પામેછે. અને ઉત્તમ વર્ણ પણ અધર-માચરણે કરી પોતાથી હલકા હલકા વર્ણ પણાને પામેછે.

વર કેવો જોવો તે જૂવો.

विद्या शौर्यधनाभ्यो गुणनिधिःख्यातो युवा सुंदरः। साचारः सुकुलोद्भवोमधुरवाग्दातादया सागरः ॥ भोगीभूरि कुटुम्बवान्स्थिरमतिः पापार्त्तिहिनो बली । जामाताप रिवर्णितः कविवरै रेवंविधः सत्तमः ॥

જે પુરૂષને વિદ્યા ઘણી, કુટુંમ્બ મોટું, બુધ્ધિ સ્થિર, દયાનો સમુદ્ર, શક્તિ પ્રમાણે દાન ધર્મ કરનાર, મીઠું બોલનાર, સ્વધ-ર્માચરણી. નિર્વ્યસની, ઉત્તમ કૂળમાં ઉપન્ન થયલો, સ્વરૂપે સુંદર વયે જુવાન, કીર્ત્તીવાન, ગુણનો ભંડાર, કાર્ય વિષે શુરપણું, સંપ ત્તિવાન, લક્ષ્મીનો ભોક્તા, બળવાન, પાપ અને દરિદ્ર માલમજ નહીં એવો જમાઈ શ્રેષ્ટ કવિઓએ વર્ણવેલોછે.

विद्यावंतं सुरुपं उभयकुल शुचिज्ञात शिलं द्रढांगं ॥ निर्व्याधिं शांति युक्तं द्विजसुर प्रणतौ किंचिदाढ्यंप्रयुक्त म ॥ सम्यगपृष्टौचपृच्छं प्रचुरतरधियं मुत्रधारं सुलिंगं ॥ एतद्रुपंवरिष्टं वरमिहवरयेत् कंन्यकाया सुवेषं ॥

વિદ્વાન, સારો રૂપાળો, બન્ને કુળ શુધ્ધી, પોતીકીજ ન્યાતનો શીલવાન, અંગે મજબુત, અરોગી, શાંતિયુક્ત, દેવ બ્રાહ્મણને નમનાર, કંઈ કીર્ત્તીવાન, પૃશ્નનો ઉત્તર દેનાર, પરચુરણ બુધ્ધિ-

વાન, મુત્રનીધારયુક્ત, સારાલીંગવાલો એવા રૂપવાનને સારા વેષમાં આવેલી કંન્યા આપવી,

कुलंच शीलंच वयश्च रूपं विद्यांच वित्तंच सनाथतांच ॥ एतान्गुणांसप्त परिक्ष्य देया कन्याबुधैः शेषमचिन्तनीयं ॥

કુળ શીલ, વય, રૂપ, વિદ્યા, દ્રવ્ય, આથ વગેરે સાત ગુણ જોઈ બુધ્ધિવાને કંન્યા દેવી.

आचार हिनो मूर्खश्च कुरुपश्चोरजारकः ॥ पाखांडीचत योन्मत्तौगुहकः कुलदुषकः ॥

આચાર હીન, મુર્ખ, કુરૂપ, ચોંર જુગારી, ઉન્મતઃ ચાડીઆ અગર દ્વેશી, કુળને દુષણ કરનાર.

द्युत कर्म रतश्चैव दपदोषाः प्रकिर्तिताः ॥ एतद्दोष प्रयुक्ताये तेषु कंन्या नदीयते ॥

દ્યુત રમનાર, એવા દશ દોષ વાળાને કંન્યા ન દેવી.

षंढ मूकांध बाधिर काणकुब्जाश्च वामनः ॥ अश्रोत्रीचैव पंगुश्च तेषु कंन्या न दीयते ॥

નપુંસક, મુંગો આંધળો, બેહરો, કાંણો, કુબડો ઠીગણો, કાન વગરનો, પાંગળો વગેરેને કંન્યા આપવી નહીં.

श्वित्री कुष्टि अपस्मारी कुनखी स्यावदंतकः ॥ वृण युक्तो व्याधि युक्त स्तेषु कंन्या नदीयते ॥

ત્રણે કહોડ યુકત, અપસ્મારવાલા, નખ શળી ગયલા એટલે પીતીઆ, દાંતવા, શરીરે છીદ્રવાળો વ્યાધી ગ્રસ્થ, વગેરેને કન્યા ન દેવી.

दुरस्थानामविद्यानां मुमुक्षूणांगरीयसां ॥ शूराणां निर्धना नांच नदेयाकंन्यकाबुधैः ॥

ઘણે દુર, મુર્ખને, મોક્ષ ઇચ્છનારને, ગર્વીષ્ટને શુરાને દ્રવ્યહીનને, બુદ્ધિમાને કંન્યા દેવી નહીં.

नातिदूरे निरासन्ने अल्पाढये चाति दुर्बले ॥ वृत्तिहीनेच मूर्खेच पटपुकंन्या नदीयते ॥

ન્યાતિ બહારને, નીચને, અતિ ઉપાધીખોરને, અતિ દુર્બલને, વૃત્તી હીનને, તથા મુર્ખને કંન્યા દેવી નહીં

किंकुलेन विशालेन विद्या हीनस्य देहिनः ॥ दुष्कुलीनोपि हि बुधोदेवै रपिसपूज्यते ॥

જેનું કુળ મોટું હોય, પણ તે વિદ્યાહીન હોય તો તે શું કામનું! નીચ કુળમાં પણ જે વિદ્વાન છે તેની દેવ સરખાં પણ પૂજા કરેછે વાસ્તે તેને કુળીન સમઝવો

यथा शुद्र स्तथा मुर्खः मुर्खस्यै गुणदुष्टवत ॥ नगतिमुर्खे दानेन दातारोनरकं व्रजेत ॥

જેવો શુદ્ર તેવોજ મુર્ખ, મુર્ખના ગુણ દુષ્ટ સરખાં છે. તેથી મુર્ખને દાન આપવું નહીં આપે તો દાતા નરકે જાય. સાધારણ દાન મુર્ખને ન અપાય તો કંન્યા રૂપી મહા દાન તો અપાય કેમજ?

अष्टविवाह.

ब्राह्मी दैवस्तथावार्षः प्राजाप्रत्यस्तथासुरः ॥ गान्धर्वोराक्षसश्चैव पैशाचश्चाष्टमोधमः ॥

બ્રાહ્મ, દેવ, આર્ષ, પ્રાજાપત્ય, આશુર, ગાંધર્વ, રાક્ષસ, ને પૈશાચ, વગેરે આઠ પ્રકારના વિવાહ છે.

जात्यादि गुण युक्ताय पुंस्त्वेसति वरायच ॥ कंन्यालंकृत्यदीयेत विवाहो वैधसस्तु ॥

જાત્યાદિ ગુણથી યુકત એવા વરને અલંકાર સાથે કંન્યા આપવી તે બ્રાહ્મ વિવાહ કહેવાયછે.

येयज्ञे वर्तमानेतु ऋत्विजः कर्मकुर्वते ॥ कंन्यालंकृत्य दीयेत विवाहः सतुदेवकः ॥

યજ્ઞ કરતી વખતે ઋત્વિજ બ્રાહ્મણને અલંકારસહિત કંન્યા આપી હોય તે દૈવ વિવાહ કહેવાય છે.

वराय गुण युक्ताय विदुषे सदृशायच ॥ कंन्या गोद्वय मादाय, दायितार्षः सउच्यते ॥

ગુણ યુક્ત વર પાસેથી બે ગાંયો લઈને કંન્યા આપી હોય તે આર્ષ વીવાહ કહેવાય છે.

कंन्याचैव वर श्चोभौ, ईच्छया धर्म चारिणौ ॥ न्या तामितिच यत्तोक्तां दानं कार्य विधित्वयम ॥

વર કંન્યા પોતાની ઈચ્છાથી ધર્મ પાળતાં હોય તે ને તમો ધર્મ પાળજો એમ કહીને કંન્યા દાન આપવું તે પ્રાજા પત્ય વિવાહ કહેવાય છે.

यत्वन्योन्याभिलाषेण उभयोर्वरकन्ययोः ॥ तयोस्तयो विवाहः स्यात् गंधर्वः प्रथितःसतु ॥

વર કન્યા બન્ને પરસ્પરના અભીલાપથી પરણ્યાં હોય તે ગાંધર્વ વિવાહ કહેવાય છે.

युद्धे हुत्वा बलात्कन्यां यत्रास्थित्यायईत्यृचा ॥ उ-ह्यन्तु सतु विद्वद्भि र्विवाहो राक्षसः स्मृतः ॥

યુદ્ધ કરી કંન્યાનું બળાત્કારે હરણ કર્યું હોય તે રાક્ષસ વિવાહ કહેવાય છે.

एतावद्देहिमे द्रव्य मित्युक्त्वा प्राक् प्रदायच ॥ यत्तु कंन्यां प्रदीयेत सदैत्येग विधिःस्मृतः ॥

આટલું દ્રવ્ય આપ એવું કહીને જે કંન્યા દે તે આસુર વવાહ કહેવાય છે.

सुप्तां वाच प्रमत्तांवा कंन्यां छलेन गुज्यते ॥ सर्वेभ्यः सतु पापिष्टःपैशाचः प्रथितोऽष्टमः ॥

નિંદ્રા અથવા બેભાન અવસ્થામાં કપટ કરીને કંન્યા હરી લીધી હોય તો એ પૈશાચ વિવાહ કહેવાય છે આ આઠમો વિવાહ સર્વથી પાપીષ્ટ છે.

ब्राह्मादिषु विवाहेषु चतुर्ष्वेवानु पूर्वशः ब्रह्मवर्चोस्विनः पुत्रां जायंते शिष्ट संमताः ॥

બ્રાહ્મ, દૈવ, આર્ષ પ્રાજાપત્ય આદિ ચાર વિવાહથી ઉત્તમ પ્રજા ઉપ્તન્ન થાય છે, અને રાક્ષસ આસુર અને પૈશાચ એ ત્રણથી નિંદિત પ્રજા થાય છે. તેમાં બ્રાહ્મણો ને તો ઉપર કહેલા ચારજ વિવાહ કરવા કહેલ છે.

पैशाच राक्षसासुर नकर्त्यव्यौकदाचन ॥

પૈશાચ, રાક્ષસ અને આસુર વિવાહ કદી કરવાં નંહી.

ज्ञातिभ्यो द्राविणंदत्वा कंन्यायैचैव शक्तितः ॥ कंन्या प्रदानं स्वाच्छंद्या दासुरोधर्म उच्यते.

જે જ્ઞાતિની અંદર મરજી પરમાણે કંન્યાના પૈસા લઈ બીજાને દેવી તેનું નામ કંન્યા વિક્રય કરવો, તે આસુર વિવાહ કહેવાય છે.

કંન્યાદાનનુંફળ ભાગવતમાં કહેલછેકે એક મનુષ્યને દિકરી અવતરી તે પુત્રીને કંઈ કારણ સર તે મનુષ્ય વનમાં મુકી આવ્યો. તે કંન્યાનું એક હરણ અને હરણીએ ભરણ પોષણ કીધું તે કંન્યા હરણ સાથે રમતી એક શિકારી રાજાએ જોઈ. શિકારી રાજાને જોઈ હરણો નાસવા મડયાં તેની સાથે પેલી કંન્યા પણ નાઠી જ્યારે કંન્યા થાકી ગઈ, ત્યારે હરણો સાથે કંન્યા લઈનેઉભા. રાજાએ હરણોને પુછયું, આ મનુષ્ય ને તમો પશું આમ તમારે કરવાનું કારણ શું. ત્યારે

હરણોએ રાજાને કહયું કે આ કંન્યાં જંગલમાંથી હમને મળી તે-હમે પોષણ કરી મોટી કરીછે રાજાએ કહયું આનું કોઇ યોગ્ય વર સાથે કંન્યાદાન દેવું જોઈએ. તે સાંભળી હરણોએ કહયુંજે હમને વધારે યોગ્ય વર કયાંથી મળશે તેથી એ કંન્યા તમનેજ આપીએ છીએ; એમ કહી તે કંન્યા રાજાને સોંપી. અને પશુઓ એ કંન્યાદાનપર દક્ષણા દેવા બાબત કહયુંજે જ્યાં સુધી તારા રાજયની હદ છે. ત્યાં સુધી હમારે પાણી હરામ છે, એમ કહી ચાલતાં થયાં; ભુખ અને તૃશાથી પીડાતાં પીડાતાં ચાલતાં ચાલતાં મરણ પામ્યાં. એવી રીતે તેણે કંન્યાદાન દીધું તેના ફળમાં ઇશ્વરે તેને સગર અને સગરની સ્ત્રીનો અવતાર આપ્યો. જે સગર રાજાનો ઇતિહાસ ઘણોજ વિખ્યાત છે. વાસ્તે જુવો એક કંન્યાદાનનું કેવું ફળ છે. તેથી કંન્યા વિક્રય તજો.

## કંન્યા વિક્રયનું પાપ.

એક બ્રાહ્મણ પોતીકા ગામથી બીજે ગામ છોકરીનું વિવાહ કરવા ગયો; ત્યાથી છોકરીના વિવાહ બદ્દલ રૂપીઆ હજાર લેવાના ઠરાવી, અડધા રૂપીઆ પાંચશો લઈ પાછો પોતાને ગામ જવા નીકલ્યો. ચાલતાં થાકી જવાથી બપોરે એક તળવાની પાળ પર રૂપીઆં માંથાનીચે મુકી સુતો. થોડી વારમાં ત્યાં આગલ એક ચાંડાલણી માંસનો પોટલો બાંધી ત્યાં આવી. પાણીનું સ્થળ જોઈ રાંધી જમવાં પ્રયત્ન કર્યો. આસપાસથી હાડકાં વણી ચુલો બનાવ્યો, કાંટાવીણી દેવતાં સળગાવ્યો. એક કુતરાની ખોપરી પડી હતી તેમાં માંશ રાંધવા ચડાવ્યો; ને તે પર એક જુનું ખાસડું ઢાંકયું આ બધી ચર્ચા પેલો સુતેલો બ્રાહ્મણ જોઈ ઉઠયો, અને બોલ્યોજે અરે ચંડાલણી તું કોણછે ? તારો ચુલો, વાસણ, ઢાંકણ તથા ખોરાક પરથી માલમ પડેછેકે તું કોઈ ચંડાલણીજ છે ? ત્યારે પેલી ચંડાલણીએ કહયું માહારાજ. આતો મારો ખોરાક છે તેને તમે વખોડો છો. મેં ખાસડું એટલાજ માટે ઢાકયું છે કે કોઇ

અધમ કામ કરનારો અધમી અહીંથી જાય તેની દ્રષ્ટી પડે અગર .ની રજ ઉડે તો આ મારૂં ખાવાનું અપવિત્ર થઈ જાય. બ્રાહ્મણે કહયું અરેરે તારાથી તે કોણ વધારે પાપી અધમ હશે? ચંડાળણીએ કહયું મારાજ મારા કરતાં પણજે પોતાની છોકરીનાં પૈસા ખાવાલેછે તે વધારે પાપી નીચ અધમ છે. આટલું સાંભળ તાં પેલો બ્રાહ્મણ ચુપ થઇ ગયો, ને પાછો પોતાના વેહેવાઇ પાસે જઈ રૂપીઆ પાછા આપ્યા, ને સ્વધર્મે કંન્યા દાન દીધું. શુદ્રાદિક નીચવર્ણ પણ કંન્યા વિક્રય કરતાં નથી ને તમારામાં થાયછે એ બહુ ખોટુંજ કર્મ છે.

नकन्यायाः पिता विद्वान् गृहणीयाच्छुल्कमण्वपि ॥ गृहणन्शुल्कंहिलोभेन स्यान्नरो पत्य विक्रयी ॥

કન્યાના સમજુ પિતાએ અણું માત્ર પણ મુલન લેવું, અને જો લોભથી લે તોએ માણસ છોકરાને વેચનાર કહેવાય છે.

आददीतन शुद्रोपि, शुल्कं दुहितरंददन् ॥ शुल्कंहि-गृहणन्कुरुते छन्नदुहितृविक्रयम् ॥

શુદ્રે પણ દીકરીને પરણાવીને તેનું દ્રવ્ય ન લેવું જોઇએ. તો પછી દ્વિજથી તો લેવાયજ કેમ? કારણ મુલ્ય લેનારો કંન્યા વિક્રય છાનું કરેછે એટલે છાનું રાખેછે. જેથી એવડો પાપી થાયછે.

स्त्रीधनानितुयेमोहादुपजीवंतिबांधवाः ॥ नारीयानानीव-स्त्रंवाते पापायांत्यधोगतिम् ॥

જે આ મુરખાઈથી સ્ત્રી ધન ઉપર આ જીવિકા કરેછે તે પાપી માણસો નરકમાં જાયછે.

गायत्री हरते पापं त्र्यबके नायुवर्ध्दते ॥ उभयं रुद्र जाप्येन न कन्या हयविक्रयैः ॥

ગાયત્રીનો જપ કરવાથી પાપ નાશ પામેછે, મ્રંત્યુંજયનો જપ કરવાથી આયુષ્ય વધે છે. અને રૂદ્રનો જપ કરવાથી પાપ નાશ

થાય અને આવરદા વધે. પણ કંન્યા અને હય વેચવાથી લાગેલું પાંપ ગાયત્રી, મત્યુંજય, રૂદ્રિ, દાન વ્રત, તીર્થ, યજ્ઞ વગેરે કોઈ પ્રકારના કરમ કરવાથી મટતું નથી.

કન્યા વિક્રયથી થતાં ગેર ફાયદા.

૧ લોકમાં લાજ જાય.

૨ પૂર્વજો સહીત પોતે નરકમાં જાય.

૩ તેની પ્રજા વર્ણશંકર થાય.

૪ ફજેતું નીપજે.

૫ વ્યભિચાર થાય.

૬ દ્રવ્યની ઉલટી હાની થાય.

૭ પ્રજા આળસુ થાયને હરામ દાનત રાખે.

૮ વિધિપુર્વોક્ત વિવાહ નહીં થવાથી કીધેલાં તમામ ધરમોક્ત સાધન નીસફળ નીપજે. અને અંતે પતિત પણું પ્રાપ્ત થાય; વગેરે હજારો ગેર ફાયદાજ છે. પણ એક જાતનો પણ ફાયદો માલમ પડતો નથી. કંન્યા વિક્રયમાં અમુક અમુક ફાયદા છે એમ કોણ બતાવશે ?

વળી કંન્યા વિક્રય કરનારને જેટલો ગેર લાભ છે તેટલોજ પૈસા આપી કંન્યા લેનારને પણ છે. જો કોઈ પૈસા નહીં આપે તો ન્યાત છોડી અંતે વિક્રયી કોની પાસે પૈસા લેવારૂ ? સ્ત્રી પરણી ગૃહસ્થાશ્રમ માંડવો એ ધર્મ અર્થ કામ અને મોક્ષ રૂપી ચાર પુરૂષાર્થ સિધ્ધ કરવાનેછે.

सर्वा वयव संपूर्णा सुवृत्ता मुद्वहेन्नरः ॥ क्रय क्रियाच याकन्या पत्निसान विधियते ॥

પુરૂષે કાઈપણ ખોડ વિનાની સુશીળ સ્ત્રીની સાથે લગ્ન કરવું. કંન્યાના પૈસા આપી વેચાતી લીધેલી કંન્યા સાથે લગ્ન કરેછે તે તેની વિધિ યોગ્ય પત્નિ નથી. હવે પૈસા આપેલી કંન્યા સાથે ગૃહસ્થ બની જેજે કર્મોકરે તે તેનાં કેમ શિધ્ધથાય? તે પણ અંતે

નર્કે જાય. વાસ્તે કંન્યા વિક્રય કરવો કરાવવો બન્નેનો ત્યાગ થાય તોજ સ્થિતિ સુધરે ને સ્વર્ગ પ્રાપ્ત થાય. અરે જે કર્મ કરવા યોગ્ય નહીં તે બ્રાહ્મણ થઈ કરે એ શું થોડું ધિક્કારવા યોગ્ય છે.

पूर्वे राक्षसा राजन् कलौ ब्राह्मणतांगताः ॥

હે રાજાપૂર્વે જે રાક્ષસો હતા તે કળીમાં બ્રાહ્મણ થયાછે અરે ચેતો તમારો જન્મ શું કામનો છે.

उत्पत्तिरेवविप्रस्य मूर्तिधर्मस्य शाश्वतीः ॥ सहि धर्मार्थ मुत्पन्नो ब्रह्मभूयाय कल्पतेः ॥

બ્રાહ્મણનો જન્મ એજ કેઈ ધર્મનો અખંડ અવતારછે કારણ ધર્મને અર્થે તથા મોક્ષને અર્થે ઉત્પન્ન થાયછે.

ब्राह्मणो जायमानोहि पृथिव्यामधि जायते ॥ ईश्वरस्सर्व भूतानां धर्मकोषस्य गुप्तये ॥

બ્રાહ્મણ જન્મેછે ત્યારથીજ તે પૃથ્વી ઉપર શ્રેષ્ટ ગણાયછે. સર્વે પ્રાણીઓનો એ ઉપરી છે. ધર્મ રૂપી ભડારનું કામ એને સોપ્યુંછે. પણ વાહાર ત્યાંથી ધાડ બીજાને પાપ કરતા વારવાનું તો ઘેર ગયું પણ પોતેજ કરે એ કેવું? વાડ વેલાને ખાય એવું થાયછે. વાસ્તે કંઇતો વિચારો. દરેક બ્રાહ્મણ વર્શમાં એકથી વધારે વાર. હેમાદ્રિ સાભળેછે અગર ભણેછે તેમાં પણ કહેલુંછે કે કંન્યા વિક્રય પણ એ કહેવા સાભળવાનુંજ માત્ર છે. કારણ કે દીવા પાછળ અંધારૂં

કંન્યા વિક્રય થવાનાં કારણો.

૧ પોતાને જે કંન્યા આપેછે તેનું કલ્યાણ નહીં વિચાતા (મિથ્યા કુલાભીમાન ધરાવનારીશ્રેષ્ટ પંક્તીમાં આપે છે તેથી.

૨ બહાર ગામની કંન્યાઓને દુઃખ પડવાથી તે ઓએ આપ વાની બંધી કીધી તેથી,

૩ બહાર ગામના સારા વરોને પણ તમો નહીં આપતાં, નાના,

મુર્ખ, વૃદ્ધ, યોગ્ય નહીં એવાં વરે ને ગામમાં ને ગામમાં જ આપવા લાગા; જેથી બહાર ગામ વાળાઓએ તમારો પ્રપંચ જોયો, અને પોતીકા વર્ગનું ભલું ઈચ્છવા સંપ કીધોકે શેહેરમાં કંન્યા આપવી નહીં, એવા બંદોબસ્તથી.

૪ બાળ લગ્નથી પ્રજા મુરખ નીવડી જેથી દ્રવ્ય ઉધમ નાશ પામ્યો; અને તે ઓએ કંન્યા વિક્રય રૂપી મોટો ઉધમ ખોળી કાઢી પોતીકો નિર્વાહ કરવા માંડયો તેથી.

૫ ન્યાતવરા મીથ્યા ભિમાનથી કરવા લાગ્યા અને દ્રવ્ય હીન થયા તેથી.

૬ યોગ્ય આ જીવિકા નહીં મળવાથી.

૭ વિધાનાશ પામતાં મુરખ થયા તેથી.

૮ વૃદ્ધને આપવાથી થોડા વખતમાં તે કંન્યા રાંડી વંશનો ક્ષય થવાથી.

૯ ગજા ઉપરાંત ખર્ચ રાખવાથી.

૧૦ અધર્મ થી અન્યાયથી વગેરે ઘણી બાંબતોથી કંન્યા વિક્રય થાય છે.

કંન્યા વિક્રય થતાં અટકાવવાના ઉપાયો.

૧ બાહાર ગામના સારા વરોને કંન્યા આપી બહાર ગામથી કંન્યા આવવાની છુટ કરવી જોઈએ.

૨ વૃદ્ધને કદી નહીં દેવી.

૩ મુરખ દરીદ્રી તથા યોગ્ય વરને ન દેવી.

૪ જે તમને નહીં આપે તેને કદી દેવી નહીં.

૫ મીથ્યા કુળાભિમાન ધરવું નહીં.

૬ બાળ લગ્ન કરવા નહીં.

૭ ગજા ઉપરાંત ન્યાત વરા થતાં અટકાવવા.

૮ વિધાની વૃદ્ધી કરવી.

૯ દુષ્ટ વ્યસનને દૂર કરવાં. વગેરે યોગ્ય બંદોબસ્ત થાય તે

કદી કંન્યા વિક્રય થાય નહીં. ને ધીરે ધીરે એ દુષ્ટ ચાલ નાશ પામે.

સંપ કેમ થવો જોઈએ તેનુ ધોરણ નિચે મુજબ.

૧ જે સંપથી એકઠા કરે નહીં તેને કદાપિ કોઈ પ્રકારે પણ કંન્યા આપવી નહીં જેથી ખેચાઇ જતી કંન્યા અટકે.

૨ એક દમ કંન્યા વિક્રયનો બંદોબસ્ત કરવો નહીં કારણ કે નીકર કંન્યા વિક્રય કરનાર સંપમાં દાખલ થાય નહીં. કંન્યા વિક્રયનો રિવાજ ધીરે ધીરે એની મેળેજ નાશ પામશે કેમકે કંન્યાનો વધારો થતાં તેની કીમત ઘટશેજ.

૩ સાટા ત્રીખલા નો રીવાજ પણ બંધ પાડવો નહીં. કારણ તેઓ પણ જતાં રહેવા ધારે નહીં. અને તેમને જેમ પરવડે તેમ સાટા કંન્યા વિક્રય વગેરે કરે માત્ર બંદોબસ્ત એટલોજ કરવો કે કોઈએ વગર એકડામાં આપવી નહી.

૪ એકડાંમાં જેટલા દાખલ થાય તેનું એક મંડલ ઠેરવવું તથા તેને માંથે કેટલાક કારભારી ઠેરવવા. તથા પાકો દસ્તાવેજ કરવો અને તેનાં ધારાઓ બાંધવાં.

૫ ધારા તોડનાર પાસે રાજ્યદ્વારે જઈ કીધેલા ગુન્હાનો દંડ લઈ શકાય એવો બંધોબસ્ત કરવો.

૬ તે દંડ વસુલ કરવાને અધિકારી ઠેરવવા અને આવતા દંડમાંથી તેમનું કમીશન ઠેરવવું જેથી તેઓ ખુશીથી ન્યાતની સેવા બજાવે.

૭ ધારો તોનારને દંડની રકમ રૂપીઆ એક હજાર લગણની ઠેરવવી.

૮ કંન્યા લાવવાને હરેક ગામની છુટ મેળવવી. માત્ર શહેરમાં જેણે એકડા ન કીધા તેનેજ આપવી નહીં. બાકી બહાર ગામથી સાટે તીખલે દ્રવ્ય આપીને ગમે તે રીતે લાવે તેની કંઇ હરકત નહીં.

૯ દંડના પૈસા યોગ્ય જગોપર જમે થાય તથા અમુક વખતે અધિકારી અને નાણું આસામી ફેરબદલ થાય.

૧૦ મંડલના પટેલ ઠેરવવા તે જ્યાં લગણુ મંડલનું સારૂ કામ કરે ત્યાં લગણુ તેમને પટેલ માનવા.

૧૧ નાણું અધિકાર વગેરે અમુક આશામીની પાસેથી અમુક સંખ્યાના માણસ અમુક રીતે લઈશકે તે તથા. મંડલને ભાંગી નાખવા અગર નુકસાન પોહોચાડવા કોઇ ઇચ્છે તેને શિક્ષા ઠેરવવી.

૧૨ કોઈ સુગ્ન પુરૂષ કોઇનું ભલું કરે કે હું તારે ઘેર સ્વધર્મે કંન્યા ઉતરૂં છું અને તારે મારી છોકરી નાં છોકરાં વેચવા નહીં એવો લેખીત બંદોબસ્ત કરી લઈ ઉતારે અને તે બંદોબસ્ત કોઈ તોડે તો તેને પણુ શિક્ષા કરવી.

૧૪ કોઈ સાટાનો લેખીત બંદોબસ્ત કરી તોડે તો તેને પણુ શિક્ષા ઠેરવવી.

૧૫ બધા દસ્તાવેજ બંદોબસ્તના. રજીષ્ટર થયલાં તથા બે મંડલમાં રહેલા સાક્ષી સાથનાં હોવા જોઈએ.

૧૬ કદાપિ કંન્યાનો વધારો થાય તો બહાર ગામ આપવી. પણુ વગર એકડાને અગર શ્રેષ્ટને આપવી નહીં.

૧૭ પ્રથમ દાખલ થાય તેમને વગર ફીએ દાખલ કરવા. પાછળથી આવે તેમની પાસે ફી ઠેરાવવી અને જે પોતાની છોકરી શ્રેષ્ટને આપી દઈ પછી કંન્યાની લાલચે આવે તેને દાખલ કરવા નહીં. દાખલ કરવા ઘટે તો તેનો બંદોબસ્ત કરવો.

૧૮ મંડલનો દસ્તાવેજ દરેક આસામીને મળવો જોઈએ. બધો કારભાર લેખીત થવો જોઇએ અને તેનો બંદોબસ્ત થતા પુરાવો દરેક વર્ષે દરેકને મળે. દાખલ થનાર દરેકની શહીં રજીસ્ટર માં થવી જોઈએ એ પ્રમાણુ બરાબર યોગ્ય બંદોબસ્તથી એક સંપ થવાય તો મારા ધારવા પ્રમણુ થોડા વખતમાં ગ્નાતીનો સુધારો થયાવગર રહે નહીં વાસ્તે હે ભાઇઓ ટુંકમાં કહેવાનું

એટલુંજ છે કે સ્વાર્થ અને પરમાર્થ બન્નેનું રક્ષણ કરી દેશ કાળને અનુસરી સંપ કરો.

ઔદિચ્ય બંધુઓને વિનંતી. હે મિત્રો અને સખાઓ હું આપની પાસ મારીથી કંઈ દૂષથી તથા અજ્ઞાનથી કોઈપણ પ્રકારે કોઈની નિંદા થઈ હોયતો તેની ક્ષમા માંગુછું તે માફ કરશોજ. એક સંપ થવાની બાબત શ્રેષ્ટ પંક્તિને કંન્યાનો ટોટો પડે અને તેથી તેમને મહાન દુઃખ ખમવું પડે એમ છે. તથાપી સંપ થાય તો સંપ કરનારા તરફ દ્વેષ બુધ્ધિથી જોવાનું કંઈજ કારણ નથી. પણ તેઓએ હર્ષીત થવું જોઈએ કારણ કે આથી કંન્યા વિક્રય રૂપી મોટું પાપ અટકશે! ન્યાતના લોકો સુખી થશે. અને એ સંપનો દાખલો આગળ ચાલતાં સર્વે લઈ લાભ મેળવશે. મારી કહેલી બાબત જો ખોટી હોય અને ન્યાયથી મમન કરતા ખોટીજો ઠરે તો મારી ભુલની મને ક્ષમાં કરવી; અને ખરી ઠરેતો તે સુધારવાને પ્રયત્ન કરવો અને જેમ સર્વેનું ભલું થાય તેમ કરવા ઉમંગી થવું, અને ખંતથી કાર્ય પાર પાડવું. સંપ થવાનું મુખ્ય કારણ એજ છેકે શ્રેષ્ટ પંક્તિના લોકો પોતાના વંડાના અધર્મી અભણ. વૃધ્ધ અયોગ્ય વગેરે વરને કંન્યા આપે, પણ; વંડા બાહારના સુજ્ઞ ધર્મીષ્ટ વિદ્વાન ધનાઢ્ય તથા યોગ્ય વરને કંન્યા આપેજ નહીં તેજ છે બીજુંનથીં. વાસ્તે આ કંન્યા વિક્રયનો દોષ શ્રેષ્ટ પંક્તિને શિરે તેમના પક્ષપાત તથા અન્યાય અને મિથ્યા કુલાભિમાનથી મુકી શકાય છે. અને મધ્યમ પંક્તિને પોતીકા લાભો ન સંભાળવાથી મિથ્યા કુલાભિમાનથી તથા અન્યાય અને માંહો માહે દ્વેશથી જ્ઞાતિ નાશ કરવાનો દોષ મુકી સકાય છે. હવે વિષેશ કંન્યા વિક્રય કરવા વાળા રહ્યા નથી. તેથી જે મધ્યમ સ્થિતિના દ્રવ્ય આપી કંન્યા લાવતા અને શ્રેષ્ટને આપતાં તેમ હવે વિષેશ ચાલે એમ નથી. કારણકે કનિષ્ટ પંક્તિ નાશ થઈ ગઈ ને હવે મધ્યમ વાળા જો સમઝી પોતીકી ખેચાઈ જતી કંન્યાનો અટકાવ નહીં કરશે તો પોતે નાશ થશેજ વાસ્તે સંપથી ખેચાઈ

જતી કંન્યા અટકાવો. અને સંપથી વિદ્યાવૃધ્ધિ કરતા તથાં દ્રવ્યનો બચાવથી સંગ્રહ કરતાં પોતે જાતેજ સારી સ્થિતિમાં આવવાની તથા શ્રેષ્ટ થવાની પોતાના કલ્યાણની અને જ્ઞાતિ બંધુઓને સુધારવાની તસ્તી લેશો એવી મારી નમ્ર આપને પ્રત્યે વિનંતી છે.

રાંદેર વાસીઓ એ શહેરમાં આપવી કેમ બંધ કીધી તેનું મુખ્ય કારણ નીચે મુજબ.

કેટલાંક દુષ્ટ શુકલને આપેલી કંન્યાઓ મહા દુઃખી થઈ. એક શુકલ શાપ પકડવાનો ધંધો કરતો હતો ને તે ઘણો અયોગ્ય દુષ્ટ પુરૂષ હતો. જ્યારે સ્ત્રી કંઈપણ રળવા કમાવાનું તથા તેની દુષ્ટ ચાલ જેવીકે દુરવ્યસનાદિ છોડવા કહેકે ઘરમાં આણેલો શાપહોય તે વડે તે બીચારી ને મારતો. તેથી બીજા એક શુકલે સ્ત્રીને મદીરા પીવાડવા સારૂ ઘણો જુલમ કીધો. અને ચોરાવાલાઓ એ જોયું કે આ સ્માત સાંડેલી અને શુકલ ઘણાજ અધરમ કરનારા. પાપી દુષ્ટ વ્યસની બ્રહ્મહત્યાદીક પાપ કરનારા મદીરા પાની નીરધન મુરખ લડાક ચોટા સ્ત્રી હત્યા કરનારા. સ્ત્રીઓને દુઃખ દેનારા દ્રવ્ય હીન આ જીવીકા વગરના અવિવેકી લાંચીઆ તામસી ભંગડ અફીણી ગાંજાખોર દ્વેષી વગેરે છે વાસ્તે એની સાથે બેશવાથી આપણી આબરૂ જાય તો એને કંન્યા કેમ અપાય એવા વીચારથી તે લોકોએ એને કંન્યા આપવી વગેરે બંધ કીધી. પાલવાડા વાલાએ દમણવાલાએ ચીખલીવાલાએ વગેરે બધાએ ન્યાત સુધારવાને પ્રયત્ન કીધા ને ન્યાત સુધરી અને જેઓ પહેલા પહેલ કાઢનારને ગાળ દેતાં હતાં તે આજે તેમને આશીશ દઇ કહેછેકે આ એકડા કરી ન્યાતને સુખી કરનારનો જય થાય. ઘણી વખત એવું સંભળાય છેકે રાંદેરાદી ચોરાવાળા સુરતના મધ્ય પંક્તીના માણસોને કહેછેકે તમો સાથે એકડા કરો અને હમારી સાથે યોગ્ય બદોબસ્તથી કંન્યા આપો અને લેવો. ત્યારે હે

શુરત વાસીઓ તમો સુસ્ત થઈ શું કામ બેશી રહોછો? આમિ થ્યાભિમાની દુષ્ટ પુરૂષોની બહાર ગામ વાલાએ પરીક્ષા કરી ત્યાગ કીધો ને તમો કરતાં નથી એ શું થોડુ ધિકારવા યોગ્યછે. તમો પણ પાકા બંદોબસ્તથી એકડા કરો અને એ દુષ્ટ પુરૂષોનો ત્યાગ કરો પોતીકા લાભ સંભાળો. જેથી તમારી મહત્તા ધર્મ ન્યાય આબરૂ વધશે અને ખેચાઈ જતી કંન્યા અટ કશે. છોકરીઓ દુ:ખી થશે નહીં અને વંશ વૃધ્ધિ થશે રાંદેર વાંસીને તમાંરા પર બીલકુલ દૂશ બુધ્ધિ નથી તેઓ તમને જોઈતી તેમનાથી બનતી મદદ આપશે જેથી તેમને પણ માન મળશે. એમ સંભળાય છેકે ઇચ્છાંશંકર અધ્યારૂ તથા ઉતેમરામ ભટ તથા વિસ્વનાથ શાસ્ત્રી તથા આત્મારામ વ્યાસ વગેરે એ સંપ કરવામાં મહેનત કીધી હતી. પણ લોકો એક સંપ થયા નહીં અને અંતે શાસ્ત્રી બાવાને પોતીકી કંન્યા ગમે તેમ નાખી દેવી પડી કારણ લોકોએ મિથ્યાભિમાન છોડ્યો નહીં.

તથા દૂષ મુકયો નહીં. પણ ભાઈઓ તમો બધા એક સંપ થાવો અને મિથ્યાભિમાન છોડી સંપકરો. જેથી તમારૂ ઈશ્વર કલ્યાણ કરશે. આજે તમારા સોધર ગણાયછે તે જો સંપ નંહી કરશો તો પચીશ વર્ષ પછી પચાશ ઘર થશે અને અંતે જેમ ઘણા વંશો નાશ પામી ગયા તેમ તમો પણ નાશ પામશો. વાસ્તે વીચાંર મન સાથે કરીને યોગ્ય કામ કરવા માંડો અને જય પ્રાપ્ત થાય તેમ માંહો માંહે સ્નેહથી સંપકરો.

અને દુષ્ટ રિવાજો દુર કરવાને તથા ઐકમતા વધારવાને અને જ્ઞાતિ સુધારવાને પરમેશ્વર સર્વને સારી બુધ્ધિ સાથે જોડે અને સંપથી તેઓ એ કાર્ય ઉપાડી લે તે માટે ઈશ્વર સ્તુતિ કરૂં છું.

રાગ પીલું એ પ્રભુ આ અવસર તે દાખવ, વિપ્ર વર્ગને અતિ સુખ કારી.

કો તું વણ સંભાળ હમારી, રાખે જગદીશ બહુ રૂપ ધારી. ૧

# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૧૯ | મટના | ભટના |
| ૪ | ૧૩ | નથા | તથા |
| ૪ | ૯ | પંડ્યના | પંડ્યાના |
| ૫ | ૯ | સાઠા | સાટા |
| ૫ | ૧૧ | વતવાની | વર્તવાની |
| ૫ | ૧૯ | શહરેમાં | શહેરમાં |
| ૬ | ૧૦ | પઠચા | પંડ્યા |
| ૭ | ૧ | પણુ | પણ |
| ૭ | [illegible] | સાઠા | સાટા |
| ૭ | ૧૪ | જવાલેજ | જવલેજ |
| ૭ | ૨૨ | બંદ્દોબસ્ત | બંદોબસ્ત |
| ૮ | ૫ | માહાજે | માહારાજે |
| ૯ | ૧૩ | पुरनन्यात्र | पुरनन्यत्र |
| ૯ | ૨૩ | થેડું | થોડું |
| ૯ | ૨૫ | શુક્રાદિકના | શુદ્રાદિકના |
| ૯ | ૨૭ | ધીયું | ધોયું |
| ૯ | ૨૧ | ધેડા | ધુમાં |
| ૧૦ | ૧૦ | ષાતની | ન્યાતની |
| ૧૦ | ૧૩ | ખુબો | ખુબે |
| ૧૩ | ૧ | ભલ્યો | મલ્યો |
| ૧૩ | ૧ | કદુપ | કદ્રુપ |
| ૧૩ | ૪ | મઈણું | કઈણા |
| ૧૩ | ૮ | બોધ હોમથી | |
| ૧૩ | ૨૮ | કુપણા | |

| | | | |
|---|---|---|---|
| ૧૪ | ૩ | એલાશક | એલાશક |
| ૧૪ | ૧૦ | જોડું | જોડું |
| ૧૪ | ૧૦ | ઉમરમ | ઉમરમાં |
| ૧૪ | ૧૭ | બાળાના | બાગના |
| ૧૫ | ૧૧ | કાજળાના | કાળજાના |
| ૧૫ | ૨૪ | વૃદ્ધાને | વૃદ્ધોના |
| ૧૫ | ૨૫ | मवेदवस्य | मवेदवस्यं |
| ૧૯ | ૨ | ચાસ | ચાલ |
| ૧૯ | ૬ | ધળી | ધણી |
| ૨૧ | ૧૯ | ધામવંત | ધર્મવંત |
| ૨૨ | ૨ | ધામનો | ધર્મનો |
| ૨૨ | ૫ | ત્યરે | ત્યારે |
| ૨૩ | ૨૧ | કૃયા | કથા |
| ૨૪ | ૪ | અધમ | અધર્મ |
| ૨૪ | ૫ | કમ | કામ |
| ૨૪ | ૮ | અધમની | અધર્મની |
| ૨૫ | ૭ | વૃિધ્ય | વૃધ્ધી |
| ૨૫ | ૧૫ | ધમામશા | ધંશમશા |
| ૨૫ | ૨૬ | થ | થૈ |
| ૨૬ | ૧૨ | વણુતણા | વર્ણોતણા |
| ૨૮ | ૧૮ | ધાધી | ધાલી |
| ૨૮ | ૨૨ | આવળું | અવળું |
| ૨૯ | ૧૭ | ટંટ | ટંટા |
| ૨૯ | ૨૭ | પતગ | પતંગ |
| | ૧ | વાપરવાન | વાપરવાના |
| | ˜ | ટેકાણા | ઠેકાણા |
| | | ેક્ષ્ટિતનાં | તેકષ્ટિતના |
| | | | નહીં |